# જાલેમ જોર.

---

## નાટક પાંચ અંકી.

---

ઝોરાસતરીઅન નાટક મંડલીને માટે

બનાવનાર,

**મી૦ એદલજી જમશેદજી ખોરી**

તે

આ[illegible]–રૂસ્તમ શોહોરાબ–ખોદાબખશ–ખોરશેદ–બકાવલી

ઉમર–અલ–જમાન ઇતીઆદી ઇતીઆદીના કર્તા.

---

મુંબઈ વર્તમાન પ્રેસમાં

મી૦ મનચેરજી હોસંગજી જાગુસે છાપ્યોછે.

---

સને ૧૮૭૬ ઇસવી.

---

(કિંમત રૂ૧)

# જાલેમ જોર.



## નાટક પાંચ અંકી.



**ઝોરાસતરીઅન નાટક મંડલીને માટે**

બનાવનાર,

**મી૦ એદલજી જમશેદજી ખોરી**

તે

આઇવેનો–રૂશતમ શોહોરાબ–ખોદાબખશ–ખોરશેદ–બકાવલી–

કમર–અલ–જમાન ઇતીઆદી ઇતીઆદીના કર્ત્તા.



મુંબઈ વર્ત્તમાન પ્રેસમાં

મી૦ મનચેરજી હોસંગજી જાગુસે છાપ્યોછે.



સને ૧૮૭૬ ઇસવી.

**(કિંમત રૂ૧)**

# દીબાચો.



આ મારો જાલેમજોર નો નાટક ઈંગ્રેજી એક નાટક ઉપરથી ઘણાક ફેરફાર સાથ રચ્યોછે. હાલની નાટકની બગડેલી હાલતમાં આ નાટકથી જોનારને ચાનાક, ગમત તથા નીતીનો બોધ મળે એવો મુખ્ય હેતું રાખ્યોછે કારણ નાટક કરનારાઓની ખરાબ ચાલથી, યા તેઓની કસુરથી નાટક લખનારાઓને યા નાટક જેવા ખુદ ઉતમ કામને હીણુ લાગે એ ખરીજ દલગીરીની બીનાછે. આ ઝોરાસત્રીઅન ટોળી જેને માટે મે એ નાટક લખ્યોછે તે મુમબાઈમાં સર્વથી પુરાંનીછે. એ ટોળી મોટી વયના આબરૂદાર ધંધાદારીઓથી રચાયલીછે. એ ટોળી દર વરસે ફકત પોતાના શોખને ખાતર તથા પ્રજાની ગમતને ખાતર એકાદ નાટક કરી બતાવવાની કાળજી રાખેછે તથા પોતાનો નાટક જોવા આવનારાઓની પુરતી સગવડ સાચવવાની તથા મલાહજો જાળવાવાની તજવીજ કરેછે અને તેમાં હમેશ ફતેહ પામેછે. આ પ્રસંગે વધારે અગતયનું મારે આ કેહેવુંછે કે આ મારા નાટકમાંનાં તમામ ગાયનો "બંદે ખુદા" ને નામે પ્રસીધ થાયલા એક હમારા મીતરનાંછે, જેમના ગાયન અને ભાશા બાબે મારૂં ઉંચુ મતછે. એટલુંજ નહીં પણ સોખીલી પ્રજા પણ એ મીતરનાં ગાયનનો અછો શોખ રાખેછે એમ હું અજમાએસથી માંનુછું. આ મીતરે બજાવેલી સેવા માટે હું તેમનો ઉપકાર માંનુંછું.

# ઈશવર પ્રારથના.

---

## ગ ઝ લ.

---

(ખાર હમતરકા, મેરે દેલપે ખતકતા જાએગા—એ રાહા.)

લાખો રે લારમાં તારા, ઉધરેઆ છૈએ હમો,
સાહેઆ તલે તારા ખુદા, ખુબ ચડેઆ છૈએ હમો.—લાખો રે૦

હમેશ તારી બક્ષેશ છે, મીસકીન નાઃતવાંઃવોપર;
નાટક સાગર તું રાંહાંમથી, કંઇ તરેઆ છૈએ હમો.—લાખો રે૦

શકતી થોડી ઉજમ વધુ, મયા મોહોબતનું તારૂં બલ;
પાંખ આવી ને ઉડતા થઇ, વીખરેગ્યા છૈએ હમો.—લાખો રે૦

ગાફેલ બંદા ગંધીલાછે, રબ રેહેમીછે ખરો;
ફરજ કરજ બંધાનથી, જીકરેઆ છૈએ હમો.—લાખો રે૦

જોરાસતરીઅન જુની કલબ, મોશંમપર લુટેછે બાહાર;
પ્રજા સેવા બજાવવા શોક, નીકલેઆ છૈએ હમો.—લાખો રે૦

લાજ રાખ દીલ દાજથી, સર ઝુકે બંદેખુઃદા;
આશરા તારા ને પ્યારમાં, પડેઆ રે છૈએ હમો.—લાખો રે૦

---

# નાટક પાત્ર.

## હીંદી.

શાહાલેશશાહ—હીંદનો શાહ..........મી૦ મેરવાનજી રૂશતમજી દેશાઈ.

બાહાધરજંગ—હીંદીઓનો સેનાધીપતી...મી૦ માણેકજી ભીમજીભાઈ.

કમરચેહેર—શાહાલેસશાહનો જમાઇ......મી૦ નશરવાનજી ફરાંમજી.

તાકાતજંગ—એક બૂઢો સીપાઇ.........મી૦ ધનજીભાઇ રૂશતમજી રાણા.

એક આંધલો—હીંદી સીપાઇ............મી૦ રૂશતમજી પેસ્તનજી મેહેતા.

એક છોકરો—આંધલાનો નગીરો.......મી૦ નાદીરશા ખરશેદજી.

ઠોકનખાન—કમરચેહેરનો ખીદમતગાર....મી૦ ધનજીભાઇ રૂશતમજી રાણા.

રૂપવંતી—શાહાલેસશાહની બેટી..........મી૦ મેરવાનજી એદલજી.

સરદારો, અમલદારો, સીપાઇઓ, જુજોર્ગો, કનીઆઓ, ઇતીઆદી.

## તુરકી.

જાલેમજોર—તૂરકી સેનાધીપતી..........મી૦ હોશાભાઇ ફરામજી.

ગીરફતાર—જાલેમજોરની બેહેન.........મી૦ રૂશતમજી નવરોજી સુરતી.

પહેરેજગાર—તુરકી પવીત્ર જુજોર્ગ.....મી૦ પેશતનજી દાદાભાઇ પાવડી.

અબદલા...... } તુરકી સરદારો { મી૦ રૂશતમજી કુવરજી અવારી.
ખુનખાર...... } તુરકી સરદારો { મી૦ રૂશતમજી પેસ્તનજી મેહેતા.

ગેનેમ—તુરકી સીપાઇ..................મી૦ પેસ્તનજી બેજનજી પરતાકીયા.

તોપનખાન—જા૦નો ખીદમતગાર......મી૦ પેશતનજી દાદાભાઇ.

એક પેહેરેગીર—બંદીખાનાનો રખેવાળ..મી૦ દીનશા અરદેશર.

મોહોબતેજાન—જા૦પર ફીદા થયલીનાર..મી૦ મેરવાનજી પેશતનજી મેહેતા.

માહાતાબજાન—જાલેમજોરની બેહેન...મી૦ રૂશતમજી નવરોજી શુરતી.

સરદારો, અમલદારો, સીપાઇઓ, ઇતીઆદી.



# જાલેમ જોર.

**નાટક પાંચ અંકી.**

## અંક ૧ લો—દેખાવ ૧ લો.

[દરીઆનો કીનારોછે. એક જરકશીન તંબુ મારેલોછે, તે તંબુમાં એક ફરમાનદાર ખુરસી ઉપર મોહોબતેજાન બેસી ઠીચ ખાયછે. તેણીએ પોતાનાહાથ ખુરસીની પીઠ ઉપર બેદરકારપણે નાખેલાછે. ગીરફતાર ખુરસી પાછળ છુપો ઉભો રહી મોહોબતેજાનને ગાતી સાંભળેછે.]

**દાદરો**—(ખમાચ.)

(મોરે પીયા હસત હસત બોલત મંન લુભાવે—રાહ)

મોરા પીયા સુંદર સુંદર ફીદા જાન પ્રાંણે,
હીમત કીમત, સુજત બુજત, મનુઃવારે માને—પીઆ૦—ટેક.

મોરા શાજનીઆ, લાલ લાજનીઆ, ખેલે ડરી ચવઃગાને,
લાલ ખેલત, ગજવા રેલત, ધુજાવે ગગન ચાંને—પીઆ૦

મારે કટારીઆં, નએનુવા વારીઆં, મુદાઈ દાનાઃદાને,
જાલેમજોર નામ, મોરા શામ, સબ પએછાને—પીઆ૦

ફેંકે તલવારીઆં, દો દો રે ધારીઆં, કરે સેના સમસાંને,
પેયારા ગાજત, ગગન લાજત, સીંહ કાંપે, બીઆબાને—પીઆ૦

કંહતો ગોરીઆં, જાવત દોરીઆં, દેવત જીવ જાને,
બંદે ખુદા કહે મોબતેજાન, મારે નેંણ બાને—પીઆ૦

**મોહોબતેજાન**—(મનમાં) માયાવંત માબાપોનો લીધો હું પાપણીએ ભયંકાર ભોગ. લોહી લુહાન કબરમાં સુવાડયો શુરો મારો ભાઇ. છોડયું આબાદ મારૂં દેશ, વાહાલુ મુજ વતન, રળીઆમણી મારી જન્મ ભુમી. (હાએ મારી) અંતે આવી પડી પરદેશ! બીઆબાન કીધું મકાન! અરે એ તમામ કોણ ખાતર? મોહોબત! સ્વચ્છ પણ બુરી, મીઠી મગર અભાગ મોહોબત ખાતર. આતશી તેજનો પ્યાર! કોણ ઉપર? જાલેમજોર મારા બાહાદુર પણ ઘાતકી, જાહોજલાલ મગર જુલમગાર દીલદાર ઉપર.

[પાછુ ગાવા માંડેછે. ગીરફતાર પાછળથી મોહોબતેજાનનાં હાથ ઉપર બોસો લેવાની તજવીજ કરેછે. મોહોબતેજાન ચોંકી પાછુ ફરી અરચાનુસાથી.]

મોહોબતેજાન—બેઅદબ! એકલી હું મારા તંબુમાં, અને તારી આવવાની હીમત! તુશાની આ છાવણીમાં ખુની માનવીઓનાં શોર બકોરથી કંટાળેલાં મારાં મગજને આસાએસની દવા લેતું અટકાવવાની તારી તાકાત! ખબરછે તારા શેઠ, અને સરદારનાં કાનમાં મારો એકજ હરફ, અને તારૂં ધર તનથી દસ કદમ દુર—

ગીરફતાર—અને ખબરછે હું એજ શેઠનો અપાર ઇતબારી, અને લાડકો નોકર. ખબરછે મારા સરદારની તમામ નબજો હું તબીબનાં હાથમાં. અએ સારી આલમનાં નુરથી મગરૂર બાનુ! બોલ તારા અમારી, અને ગરૂર હઠડાંને કીઆં જાદુથી જાલેમજોરે પોતાના પંજામાં કેદ કીધુંછે. બોલરે કીઆ તલેસમના જોરથી હજુર તે તારી માયા, મોહોબત, અને નાજુક આવેશોની સરદારી ધરાવેછે.

મોહોબતેજાન—ચુપ! ચુપ! બંધ કર તારી જબાન બોલીદરાજ. તારૂં સુખ અનજાણપણુંછે. માહીતગારી તુંને દુખના દરીઆમાં ડુબાડશે.

ગીરફતાર—નીચપણામાં અવતરીઓ, ઉછરીઓ નીચપણામા; કાટેલ મનનો; બેસુકાર તનનો; ઝનુનથી જંગલી; જબાંનથી બેઅદબ; લુચો અને કાવાદાર; જુવાનીમાં હુલડ; માણસાઇમાં જાહેર લુટારો; માણસોને હેવાનની મીસાલ જોનાર; સારી દુનીઆ જેને મનથી લુટનુ મેદાન; એવો જે તુરકી સરદાર તેના ઊપર તું બાનું ફીદા. માબાપ ખોહી, દેશ ખોહી, આબરૂ ઇજત ખોહી, નીરાંત, અને અમનો ચમન ખોહી જાલેમ જોરના કરપીન ગુનાંહોમાં, તેના જંગલી ઝનુનોમાં, ફનાંકારક તેના ધાંટામાં ભાગ લેવા તું ઊસ્કેરાઈ એ કેવુ અજબ! કેવું હેરતમંદ!! કેવો માજીજો!!!

મોહોબતેજાન—ઓરત જાત ખુદાઇ ભરમછે જે ભરમનો પડદો મરદ જાત ખીસાડવા નીરબળછે. એક બારગી કબુલ કરૂં કે મેં મોટી તકસીર કીધી, ભુલ કીધી. બેવકુફી કીધી, કબુલ કરૂં કે ખોટા હવસથી, જુઠા ખીઆલથી, નીચ જુસાઓથી હું લોભાઈ. હું લોહોઢું લોચુંબક પર ખેંચાઇ. મગર તું પોતે કહી નાવ ઊપર સવાર થયોછે તેનો કંઇ વીચાર? આવા ધીક્કાર ભરેલા, આવા જુલગાર, આવા નાલાએક સરદારનું પુછડું તેં પકડયું એતો તારી ઊતમ કારકીરદી નહીં વારૂ? નીચ પાસાને તો તું તુછકારે, જબુન તરકોટાનેતો તું તોરે. નહી વારૂં? અને જો તું, અને હું એકસંપ થયાં તો તું જાલેમજોરને ખરો ધવેડો બનાવી નાકથી પકડી મરજી માફક ચલાવે. એમજ નહી વારૂ?

**ગીરફ્તાર**—ના આપ, ના આપ, નેકબખ્ત નાર મને એટલી બધી ગેરઇનસાફી ના આપ. આફતાબી કીરણોને તેઓનાં જુદા જુદા રંગોમાં જોઇ શકાશે મગર મારો ખરો રંગ જોવાને ઘણો વીલમછે. તારો વધુ ભોગ મારાથી થાય એવું તારૂ શકમંદ બોલવું કેવું દુખ ભરેલુંછે. કંઇ ફીકર નહીં. હાલ તું આપખુદછે, માલેતુજજારછે તેટલાં ગમે એટલો ધીક્કાર, ગમે એવી ઇતરાજી, મારા તરફ બતાવ પણ કંમબખ્ત વખતનું શીહા વાદળ જે આ છાવણી ઉપર ઘેરાવા માંડયુંછે તે અંતે જયારે ફાટશે તારે—

**મોહોબતેજાન**—વાહ ગીરફતાર તુંતો પયંમબર બની ગયોછે! વળી કીઉ વાદળ ઘેરાયુંછે તે જણાવશે?

**ગીરફ્તાર**—સાંભળ હુરલકા બાનુ! ગઇ શીકસ્તેથી જાલેમજોર આતશ મીશાલ તાપી ગયોછે, પોતાની હીનપરતી એકદમ ધોઇ નાખવા ખુનખાર વેરમાં ડુબી ગયોછે, જંગલી જાંહાંજમાં આ હીંદનાં કીનારા ઊપર જંગમાં તલપતો ઊભોછે. મગર અફસોસછે કે પોતાનાં બળ વીશે એ ખોટું ગુમાન રાખેછે. દુસમનને એ નાચીજ ગણેછે. જે દેશ આપણી નજરમાં પારકો, જે દેશમાં આપણી સીફત ઇઆ તરકટ, જારતી, યા જોર કદી ફાવનાર નથી તાંહાં લશ્કર શી રીતે ફાવશે વારૂં? બેગાના મુલકમાં પોતા ઊપર પડતી અગવડો, અને દુઓથી હર પળ બબડી બબડી આપણી બોરદ છોડી જાયછે, મગર જાલેમજોરને તેની શું વાકેફગારીછે. તે તો પોતાની લુટથી લખલુટ રીતે પોતાના હવસો થંડા પાડેછે.

**મોહોબતેજાન**—પણ મુદઇની ગરદન કપાએ, મુદઇનો સંસાર લુટાએ, અને તમારાં ગજવાં ભરાએ એમાં તો તમો રાજી!

**ગીરફ્તાર**—શું તારે તુરકી લોકની ખુદ કીરતી પઇસા, અને લુટમાં સમાઇછે? વારે મોહોબતેજાન! બાહાદુરીનાં, પેહેલવાનગીરીનાં, અને દલેરીનાં, તું એવા વીચારો ધરાવેછે કે?

**મોહોબતેજાન**—ગાફેલ માણસ—અરે મુરખ, બાહાદુરીનાં જો મને એવાજ વીચાર હોતેતો આવા બેમુલ ભોગો આપી હું વનવાસી નહી થતે. જાણી લે એ બેખબર કે તમ લોકની તમામ મતલબો, જોરતેજો, અને પેરવી હું ખરાં જીગરથી ધીક્કારૂંછું. તમારી આખી છાવણીમાં એકપણ સીપા નથી કે જેનાંમાં હઇડાં જેવી નાજુક, અને બેમુલ બકશીસ હોય. એકપણ શુરો એવો નથી કે જેનુ મન અમીરી ઊપાયોથી ખરી કીરતી મેળવવા પાછળ લાગું હોય. અરે તમો તમામ પથરોમાં એકજ હીરોછે; તે ઝલકતું જવાહેર પેલો બુજોર્ગ પહરેજગાર છે.

ગીરફ્તાર—પહરેજગાર! તેને સારૂં તો આખી છાવણીમાં એવું મત-છે કે તે મગજથી ખીસેલો છે,

**મોહોબતેજાન**—તમો આંધળાઓની આગળ ગમે એવી આરસી ધરીએ પણ તમો આંધળા તે આંધળાજ. હા! થોડો વખત આગમ-જથી એ નેક મરદની ખુબીઓ મેં જાણી લીધી હોતેતો મારા ભોલવાયલા મને બીજીજ વલાંણ પકડી હોતે.

ગીરફ્તાર—હું સમજી ગીઓ. હું સમજીઓ. તારે તું જાલેમજોર-થી લોભાઇ તેની પાછળ દીવાની બની નહી હતે.

**મોહોબતેજાન**—આવો જવાન, આવો ખુબરૂ તું નર, અને ખરી મોહોબતી અસરથી તું અનજાણ એ અજબ વાતછે! સાંભળરે એ બેમગજ મારા ભર જોબનની હોરી પર સવાર થઇ, ખરી, અને પવીતર મો-હોબતની વીરમાં હું ધુમધુકાર તણાવા લાગી, અને મારી સલામતીનું બંદર મેં જાલેમજોરને જોયુ ત્યારે આખા મારા વતનમાં જાલેમજોર ગુલબદન નારીને સારૂ પુજાની મુરતી ગણાતી હતી. જેનાં ઉપર હજારો સોવાસન નારી જાંનોદીલથી ખુરબાન હતી. ખુદ જાતી મેહેનતથી વધી, આપબા હોશીથી પ્રકાશ પામી, પોતાની પીલતન બાજુના કુઅતથી કીરતીનાં ઉન ચામાં ઉનચા ખુરજ ઉપર સવાર થઇ જાલેમજોર પોતાના દેશની બેમીશા લ મીલકત થઈ લાગો. આ વખતે મારો ગંજાવર લોભ શું હતો? એ જ કે કીરતી, અને દલેરીની હું કર્નાઆ થાઉ. ખુનખાર આંખોનાં, શીહ નાં શુરાતણનાં, કરૂર હઇડાંનાં કાબુલીઓમાં જાલેમજોરને તેનાં ઊચકારા સાથીઓ અધવચ પસાવી છોડી ગયા તારે પકત તેર નીમકહલાલ શીપા ઇઓ સાથ આખા કાબુલની જબરદસ્ત ટેકડીઓમાં એને ધુજાવી; પોલાદી તનનાં કાબુલીઓ પાસ ડગલે ડગલે પનાહ મંગાવી એની જાહોજલાલીનું શોરમંદ નગારૂ દેશ પરદેશ ચોખંડ વાજી રહયું. એ એ વખતે મારૂ ઊછ ળતું હઇડું બાંગે બુલંદ પુકારયું કે મારી ખુબશુરતીનો, મારા જોબનનો જીતનાર કોઈજ નહીં પણ જાલેમજોર. પણ અફસોસ! તે નાજુક મગર મગરૂર હઇડાંનો નરમ અવાજ સાંભળી જાલેમજોરને હાથ કરતાં કેવા કેવા ભોગો મેં આપ્યાછે, અને હજુર આપતી જાઉછુ તેનીતો તુને સારી પેઠે ખબરછે!

ગીરફ્તાર—ગઇ ગુજરીની યાદદાસ્ત તાજી કરાવી તારા ઘાહ પાછા દુજતા કરાવા હું નથી માગતો મગર આટલું તો જાણી લે કે જાંહાં સુધી જાલેમ જોરનો આગલો દોસ્ત, અને ચેલો કમરચોહેર દુશ્મનોની સર-દારી ભોગવેછે તાંહાં સુધી દુશ્મનોને આજેજ કરવા ફોકટછે. ફત્તેહનો વા-

વેરો જાલેમ જોરનાં સોનેરી દેહેરા ઉપર હવે કદી ઉડનાર નથી.

[બાહાર રણસોંગડું વાગેછે—ગીરફતાર ચોંકેછે.]

**મોહોબતેજાન**—જાલેમજોર પોતે હીઆં આવેછે. ગભરાતો નાં, હીમત રાખજે, તારા ચેહેરા ઉપર શક યા ધાસ્તી કશુ બતાવતો નાં જો ખબરદાર!

{ જાલેમજોર દાખલ થાયછે. ગીરફતાર નમેછે. મોહોબતેજાન હસી પડેછે. }

**જાલેમજોર**—કેમ મારા આલમનુર જાન! તું આજે બેવરક હસે છે કેમ? કંઈ કારણ વારૂં?

**મોહોબતેજાન**—વગર કારણે હસવું ઈઆ રડવું એ હમો નાચાર નરોને મતલબી મરદોથી અપાએલી છુટોમાંની એક છુટછે.

**જાલેમજોર**—(જરા આકળો બની) મોહોબતેજાન વગર કારણે આવી રીતે તારૂ હસવાનું કારણ હું જાણવા વગર રેહેવાનો નથી. મેં બસ ઠરાવ કીધોછે.

**મોહોબતેજાન**—તેં ઠરાવ કીધોછે તો હું બેસુમાર ખુશી છેઉ કારણ મરદોમાં ઠરાવ જોવાને હું હમેશા ઇનતેજાર છેઉં, તારી શાથ મેં પણ ઠરાવ કીધોછે કે મારૂ હસવાનું કારણ તુને કદી નહીં કેહેવું.

**જાલેમજોર**—(મીજાજ ખોઈ દઈ) શું મારી સાથ એવાં ચેરાં—

**ગીરફતાર**—(અરધા ગભરાટમાં) નામદાર સરદાર હું ખરૂ કારણ કહી દેઊશ. મેં જ્યારે મોહોબતેજાનને મારો વીચાર આપ્યો કે આપણા સુદઈઓ બાહોરા બન્યાછે તે પેલા કમરચેહેરને લીધે ત્યારે એ નેકબખ્ત બાનુ તે નજીવી બાબદ સમજી હસવા લાગી.

**જાલેમજોર**—(ગુસામાં) હા! તે દગાખોર, તે નાફરમાંન, તે નીમકહરામ—અરે એક વખત તે જવાનને હું કેવા ખરાં જીગરથી ચાહતો હતો! તેની માદરે તેને બચપણથી મારા તાબામાં આપ્યો હતો. એક સુંફરા ઉપર તે મારી સાથ જમતો હતો, એક તંબુમાં આરાએસ લેતો હતો, બચપણથી તેની ઉનચી પંકીતની પણ ખીલતી મનશક્તી મેં જોઇ લીધી, અને તેને પુરતું ઉતેજન મેં આપ્યું. જ્યારે મારા જંગના મેદાનોનો, મારા જબરદસ્ત હમનબરદોનો, મારે હાથે રેળાતી લોહીની રંગીન નદીઓનો, પોલાદી કીલ્લાઓ જડમેખથી તારાજ કરવાનો, ગંજાવર છાવણીઓ બાળી ભશમ કરવાનો, ખુનખાર જંગનો, જાલેમજોરનો, જંગલી ઝનુનનો, ખુનખાર ખુનામરકીનો, લખલુટ લુટનો, ઝલકતી કીરતાનો, હું તેને ખરો ચીતાર આપતો ત્યારે તે ખુશીના આજુઓથી રડતો,

કુદીને મારે ગલે વલગી પડતો, અને પુકારતો કે તું તું, અને બસ તું શીવાય મારો આ જીહાંમાં કોઇપણ બીજો લાયક સરદાર નથી.

ગીરફતાર—અજબ છે કે જે જવાન તમો તરફ આટલો બધો ખેંચાયલો તે અકાએક ફરી જાએ !

જાલેમજોર—પેલા પહેરેજગારે—તે બુઢા ઝનુનીએ કમરચેહેરની વલાણ ફેરવી નાંખી; તહરેવાર યુકતીથી, મીઠી જબાનથી, ઠગાઇ ભરેલા બોલોથી તેના મનનો જોસો બીજે રસ્તે ઉતારી દીધો. અને કમરચેહેર પોતાના દેશનો હક પડતો મુકી પોતાના ભાઇબંધ માણસ જાતની હીમાયત કરવા લાગો. પેહેલાં બેશુમાર આજીજીથી તે મારૂ મન ફેરવવા લાગો, પેહેલાં મારા મજબૂત હાથમાંથી મારી તેજ, અને લુહની તરસી સમશેર છોડાવી દેવાની તે બનતી તજવીજ કરવા લાગો. માણસાઇ હક શું, માણસો તરફ દયા શું, અને દુનીઆઇ મનસાફ શું એ વીશે મારો ચેલો મારોજ ઉસતાદ બની જઇ મને સમજાવવા લાગો, અને એવો બોધ દેવા મંડયા કે હીંદી લોકો આપણા નીરદોશ ભાઇબંધ છે.

ગીરફતાર—શું એ બુતપરસ્તો આપણ ખોદાપરસ્તોનાં ભાઇબંધ?

જાલેમજોર—મગર તેણે જોયું કે પોતાના ખાલેશ આજીઓ મારી છાતી પીગલાવવા રેડવાં એ પોલાદ ઉપર પાણી ટપકાવવા બરાબરછે ત્યારે તે મને છોડી ગયો, મારા મુદઇઓ સાથ મળી ગયો. મારે હાથે તરબીએત પામેલાએ મને હટાવીઓ, હરાવીઓ, હરાવીઓ, મને નહસાડાઓ. હા વેર, અને શરમમાં હું કેવો દીવાનો બની ગયોછું! તેનું નેહેરતબદન ભુજી નાખવા કેવો મારો તેજી આતશ તપેછે! મીઠું મીઠું મારૂ વેર તૃપ્ત કરવાનો આએ વખત છે.

મોહોબતેજાન—ખુનખાર વેર એ દલેરોનો ખાલેસ જોસો નથી.

જાલેમજોર—દલેરોના કીનાની વચ્ચે માથુ ઘુસાડવું એ ઓરતોનુ કામ નથી.

મોહોબતેજાન—તારી બાહાદુરીની, તારી કીરતીની, તારી આબરૂની હું ભુખી છેઊ; વાસ્તે તે આબરૂને હીનપસતીનો ન મટે એવો ડાઘ હું લાગવા દેનાર નથી.

જાલેમજોર—મારી આબરૂ વીશે તું આટલું માન ધરાવેછે વાસ્તે હું તારો હમેશાંનો આભારી છેઊ.

ગીરફતાર—[મનમાં] શીંહ, અને શીંહણ બંને આહડી પડશે તો તે કાંહાં પીડા—સરદાર જાલેમજોર આપણને ખાતરી કાહાંછે કે કમરચેહેર હજુર જીવતોજ છે.

**જાલેમજોર**—તે હદઆતછે. તેનો એક પાયગેદાર હમણાજ કેદ પકડાયોછે તે તમામ તેની ખબર આપેછે. દુશ્મનની ફોજ બાર હજાર માણસોનીછે. તેઓ ઉપર સરદારી કમરચેહેર, અને હીંદનો દલેર પેહેલવાન બાહાદરજંગ ચલાવેછે. આવતી કાલે એક પવીતર દેહેડાં આગળ ધર્મની જાહેર ક્રીઆ કરવા તેઓ મળનાર છે. એ વખતે અચબુચ એઓ ઉપર તુટી પડી ઠાર કરવાનો પકો ઠરાવ મેં કીધોછે.

**મોહોબતેજાન**—નીરદોશ બીચારા મુદઇઓ! જે દેહેડામાં ભજનને સારૂ તેઓ ઉભા રેહેશે તાંહાંજ તેઓનું રંગીન લોહી વેહેવા માડશે.

**જાલેમજોર**—એવી દયાને આધીન થનાર હતી તો જંગના મેદાનમાં તુ શું કાંમ આવી.

**મોહોબતેજાન**—તુને, અને તારી ખુની ફોજને આવું હીચકારૂં વેર લેતાં અટકાવા સારૂ.

**જાલેમજોર**—ઓહો દીલોજાન દીલદાર આજ થોડા દહાડા થયા તારૂં તેજ જુદીજ રીતે પ્રકાશેછે; તારો તાપ ઓર રીતે તારી આસપાસનાઓને ભુજી નાખેછે. આવા તારા બોલીદરાજ જવાબો મેં તો આજ સુધી નહીં સાંભળ્યા હતા. મારી સામે તારૂ માથું ઉચકેલું જણાયછે, મગર કંઇ નહીં તુજ કેહેછે તેમ તારી જાતને કેટલીક છુટછે જેથી મરદો બીચારા કમનસીબ રહ્યાછે. [જતો રેહેછે]

ગોરફતાર—મોહોબતે જાન—

**મોહોબતેજાન** [અધીરાઇથી] ગીરફતાર એકદમ મને છોડી જા. આ કરપીન લોકોમાં મારી હુલ્લડાખોનો મેં જે ભોગ આપ્યોછે તે ઉપર એખલી મને વીલાપ કરવા દે. મારા મગજની એકાંત સલાહ મને લેવા દે. [ગીરફતાર જાયછે]

દરદે દીલ મારૂ ગમખારીમાં ગીરફતાર,
ગાફેલ મારી ચશમોનો આ કંગાલ અવતાર.
જોહી બેઠી ભર જવાનીમાં માબાપી લાર,
રમણીક મુજ દેશ, વળી રસીલો વેહવાર.
આચો નહીં પ્યાર ઝનુની, સહાયે મારી,
ડુબાડી મુજ આબરૂ બેમુલ જગમાં સારી.
નીરદોશ મુજ હૈડું દુનીઆઇ દોશથી ભારી,
આ ગુલંદામ બદનમાં જીંદગીછે અકારી.
માયાની ભરતીના ભારીછે હઇડામાં જોસ,

બેશરમ મોહબતે ઊરાડીછે તાકાતે હોશ.
વફાદાર શરાબી પ્યાલો થઇ ગયો નોશ,
ફાની દોસ્તીનો ઊતરીઓ કમબખ્ત દોશ.
મારોરે કરાર લુટાયો જાલેમજોરમાં,
રોઉછુ દરદી હું, કલાપાતનાં આ શોરમાં.
બેગુનાહનો પ્રકાશ ઝમકે મુજ કમજોરમાં,
ન છોડું હીમત મારો, ખુનખાર આ દોરમાં.

—— ◯ ——

## અંક ૧ લો–દેખાવ બીજો.

[એક દરબાર ભરાઇછે. દરબારનો એક મોટો દબદબા ભરેલો તંબુછે, પહેરેગાર તમામ સફેદ પોશાકમાં એક રૂપેરી લાકડી લઇને બેઠા છે. અબદલા, રેહેમાન, ખુનખાર, અને કેટલાક અમલદારો લડાયક પોશાકમાં હથીઆરબંધ બેઠાછે. શીપાઇઓ આસપાસ ઊભાછે. એક બાજુએ મોહબતેજાન ગંભીર દેખાવ સાથ બેઠીછે તેની આગળ ગીરફતાર અદબવાલી ઊભો છે. મોહબતેજાન શુરમાં આવી એક ગાયન ગાયછે.]

ઠુમરી. (પીલુ)

(શોતન ઘર ગએ ગએ રે. એ રાહ)

જીંદગી થોરી નહીંરે ભરોશો, સમજે કોઈ ચતુઃરસ જાનરે,
સમજે કોઇ ચતુરસ જાનરે, સમજે કોઇ ચતુઃરસ જાનરે–ટેક.
દયાદાંન, નાં મનમાં સમજે, દીસ ન દેખી રાતરે,
મન માયા ને ધનશાકુ રાચે, તેજ ખરા ધનશાનરે–જીંદગી૰
કરૂર કરમને સત ધરમમાં, નહી જાંણે જે ફેર રે,
ધીક ધીક ધીક્કાર તે પર હોજો, મરજો તે બદગુમાનરે––જીંદગી૰
શીંહ સરખો સંગદીલ રાજા, ફાડી ખાનારો શેઃર રે,
વખ્ત આવે, દયા બતાવે, કરી લીએ હએસાન રે––જીંદગી૰
ફુલ કરમાએ, રહે વાસના, આદમ મરે રહે કીરતી રે,
બંદેખુદા કહે મોહોબતેજાન, બઃક્ષવા ચાહે અમાનરે–જીંદગી૰

[તંબુની બાહાર રણશીંગડું વાગેછે તેવીજ મોહોબતેજાન મુગી રહી જાયછે. જાલેમજોર લશ્કરી અસબાબમાં દાખલ થાયછે. બે કાળા પણ તમામ સફેદ પોશાકવાળા ગુલામો હાથમાં નાગાં ખંજરો લઇ જાલેમજોરની બાજુએ ચાલેછે. જાલેમજોરનાં દાખલ થવાથી આખી દરબાર ઊઠીને નમેછે મોહબતેજાન બેસી રહેછે. જાલેમજોર એક ઊચો બેઠક ઊપર બેસેછે.]

**નકીબ**—[મોટે અવાજે] દરીઆનો ધ્રુજાવનાર; પરવતોનો હલાવનાર; મુદઇઓની બળા; દોસ્તોની સુલાહ; આલમની પનાહ; બુલંદ બખ્ત; બુલંદ મન; પીલતન તન જાલેમજોરની હવા, પાણી, ફલક, યા ખલક ઊપર જાબજા ફતેહ હોજો !

**મોહોબતેજાન**—છટ ! છટ !! એ તમામ ખોટી બડાઈછે. હસી કાહાડવા જોગ ભટાઇછે, કાનને સવાદ આપનાર મીઠાઇછે, જુબાનની સફાઇછે. હું પુર હીમતથી પુકારૂંછું કે જે સરદાર ખુસામતથી ખુશ તેને સરદારનું, ફતેહ કરનારનું, કીરતીવાનનું, બુલંદ બખ્તનું, જંગ બાહાધરનું મુબારક નામ મુદલ છાજતું નથી. [બધા અજાએબીથી જોયછે]

**જાલેમજોર**—આહા ! મારા માહાતાબ ચેહેર ફીલસુફ તું પણ શું હીઆં ખીરાજયોછે કે ?

**મોહોબતેજાન**—ફીલસુફ ! જ્યાં મજબૂત મનના મરદો મુરખ બને ત્યાં ઓરતો ફીલસુફનો દાવો કરે તો તેમાં નવાઈ શુંછે. ખરી કીરતીનું નામ કીઆમત તલક મારી ફીલસુફી કેતાબમાં સોનેરી હરફે અમર કરવા હું રાતોદીન ઇનતેજારછું. તેમજ ખોટી બડાઇનું નીચ નામ પગ તળે દાબી આલમનાં ફીટકારમાં ડુબાડી નાખવા ઇનતેજાર પણ હું નાર છું.

**જાલેમજોર**—[લાલ પીળો બની] ઠીકછે ચેહેરેવંત ગુરૂજી. તમોને, તમારી લાડકી જાતને આવું આવું ભાંડવાની છુટછે. મગર એવી છુટ હવેથી જરા અંદાજામાં રાખશો તો વધારે સારૂ.

**પહેરેજગાર**—સરદાર જાલેમજોર તારા હુકમને માન આપી હમો તું દરખતનાં ડાળ પાંખડાંઓ તારી ખુશીનાં પવનને આધીન થવા ખોટી છઇએ.

**જાલેમજોર**—મુબારક આ દરબાર તુને ઓ પાકજાત પહેરેજગાર ! મુબારક તમારૂ ખીરાજવું એ શેર બાહાધરો ! રફીકો ! મારા સંકટનાં સાથીઓ ! અંતે અંતે પેલો વખ્ત આવી પોંહોચ્યોછે. તમારા શુરા સરદારની મીઠી આશાઓનાં ઝાડ ઊપર મધુર પંખેરાં કીરતીનાં સરોદ કાહાડેછે. ધીક્કાર ભરેલા આપણા મુદઇઓ પોતાનાં કુઅત ઊપર મુસતાક રહી આજ રોજે એક ગંભીર ધરમની કીરીઆમાં સામેલ થનારછે. આ નસીબે જો ઇઆરી કીધી, તમારા તેજ હથીઆરો ઊલટથી, અને હીમતથી જો ચમકવા લાગાં તો મુદઇનાં હલીઆરીથી હસતા મુલકમાં તુરકી વાવટો પુર દોર દમામથી ઊડતાં કશો વીલમ લાગનાર નથી.

**અબદલા**—બા મુદત થઇ આલસાઇમાં ગીરફતાર બની આ ચપળ સાંધાઓ કાટ ખાઇ ગયાછે, ખજાનો ખુટોછે, અસબાબ પર જાંખ અહ-

ડીછે, હથીઆરો કાળાં મારેછે, ખોરાકના ભંડારોનું તળીયું આયુછે, સીપાઇ-ઓ કંટાળો શોર મચાવેછે. તારે શા વાસ્તે નહીં લડયે. બસ લડાઇ! લડાઇ! ખુનખાર લડાઇ!! મુદઇઓને અચાનક મારો! કાપો! જીવ લેવો!!

**ખુનખાર**—હીંદની તમામ આલ અવલાદને શીહાઇમાં ઠાર કરી નાખો.

**પહરેજગાર**—ઓ રેહેમવંત કીરતાર! આએ શું માણસો કે ખવીસો!

**અબદલા**-એકદમ મુદઇઓપર હલ્લો લઇ ચાલો, ત્યારેજ પેલો બુરા તાલેનો કમરચેહેર જે હાલ એશ, અને આરામમાં મજાહ મારેછે તે આપણાં દુખો ઊપર હસી કરતો બંધ પડશે. આપણી ફોજપર ધીક્કાર નાંખતાં ત્યારેજ પોતાની બેઅદબ જબાનની લગામ ખેંચશે.

**પહરેજગાર**—હા! કમરચેહેર! અરે બીજાની હસી કરવી, ગરૂરી મારવી, ટચાકી રાખવી, કોઇના દુખ ઊપર મજાહ કરવી એ કમરચેહેરનો સ્વભાવજ નથી.

**અબદલા**—હુસો મુસાની ગુવાહી નહીં પુરે તો બીજું કોણ પુરશે.

**જાલેમજોર**—તે દગલબાજ પોરીઆનુ નામ ના દે. તેની નીશાન ખુન, અને વેરમાં નાબુદ કરી નાખ. તેના રંગીન, અને આસુદા લુહથી તારી તરસી કટારની તરસ છીપાવ. કેમ હવે ત્યારે ખુનરેજીનો ઠરાવ નક્કી રાખોછો કે!

**બધા**—નક્કી! નક્કી!

**રેહેમાન**—બસ મારો અને કાપો! મારો અને કાપો!

**પહરેજગાર**—શું પલીદ ખુનરેજીનો આયો નથી છેડો?
શું ખુની ખવીસોનો આ માણસાઇ ચેહેરો,
લડાઇ! નીરદોશ દીલના શાહ સામે લડાઇ?
જેના દુખો સાથ બાંધી તમ જુલંમાતે આશનાઇ!
સલાહ સંપજ જેના સાથી, જય યા ક્ષય.
છાતી જેની રાખેછે સદા તે કીરતારની ભય,
લડાઇ? એક બેગુનાહ પ્રજા સામે લડાઇ?
નથી જે ઊઠાવતી તમો ખુનીઓસે બેવફાઇ.
રળીઆમણુ એક દેશ, કુદરતનો ખુશ બાહાર,
સપાટીપર જેની વસેછે માયા ભરો સંસાર.
ફામો જેના ઓદાઇ, જે હતું તમારો મેહેમાન,

કીવી પરેણાગત સારી, એવા ત્યાં ઇનસાન.
ખુશી ઓરમીમાં આપ્યો સરખો તમોને ભાગ,
ભીતરમાં જેનાં લગાડોછો તમ ઘાતકીઓ આગ?
નેકી, ખુબી, માયા, બદલો એ સર્વનો ઊતમ,
આપોછો તમો અચાનક મારી તેઓને બરહગ?
કર બંધ આ જુલમ ઓ સાહેબ! બંધ કર જાસ્તી,
રાસ્તીને હામે ખીરાજીછે હઇઆં પલીદી કાસ્તી,
મુદઇઓએ આપ્યું હમને દેવતા સમાન માન.
પલીદો પેરે હમો થયા તૈયાર, કરવા સમસાન.

**જાલેમજોર**—પહરેજગાર!

**પહરેજગાર**—સાંભળ એ ખુનખાર ચશમોનાં જાલેમજોર!
સાંભળો શુરાઓ! દાબી જંગનો બકોર.
સાંભળ એ કીરતાર બળવંત! ગગડાટ ભારી
તારા નાખેછે પાહાડો સખ્ત મેખથી ઊખાડી.
વીજલી તારી રાક્ષીં, ફાડેછે જમીનનો સીનો.
અમર નામ તારૂ, લાવેછે અંત બુરી બદીનો.
તુજ મુબારક નામની ઇઆદમાં ઊઠાડૂ પોકાર
પટકી જીવ મારો થોબાડૂ આ જંગ ખુનખારઃ
બંધ કરો એકદમ એ સરદારો શુરા કુળ
આ લુહની વેહેતી નેહેર! સમજો દયાનુ મુલ.
જુઓ! જુઓ! આ ચશમો ટપકેછે નવધાર,
આ બુજોર્ગો થઇછે તમ જુલમથી નાચાર.
જવાદો જવાદો મને તમારા દુસમનને દવારે,
મચાવા દો સંપનો દેખાવ સાહેબને આધારે.
જુઓ રડેછે મોહોબતેજાન દયાથી બેશુમાર!
સમજ સમજ એ ઘાતકી દીલના જાલેમ સરદાર.

**અબદલા**—મોહોબતેજાન રડેછે! કારણ આ સારી છાવણીમાં તું, અને તે વગેર બીજી કોઈ ઓરત નથી.

**જાલેમજોર**—જુઠી તકરારોમાં વખત ફોકટ ના ગુમાવો. એકદમ હુમલો કરવા તઇઆર છેવો?

**બધા**—હા તઇઆર! તઇઆર!! તઇઆર!!!

**પહરેજગાર**—ઓ પાપીઓ! ચંડાળો! તરસોઆ વરૂઓ! [ગુડણ મંડીએ પડી] એ સાહેબ બેનુર સદા વરસાવ્યા મારા વતન ઉપર તુજ

ખુદાઇ બખ્ખશીસનાં આસીરવાદ! મગર તે આસીરવાદોને હવે હું બીહા- મણું રૂપ આપવા તુજ કરામતી કીરતાર પાસ માગી લેઊછું. [ઊઠીને]

ધીક્કારૂછું તમારી ઊલટ, ધીક્કારૂછું તમારા ખવાસ,
નહસારૂછું આબાદી, બોલાવી તમ સત્યાનાશ;
ખુનીઓ! ફાંસીઆઓ! જુલમગારો બદકાર;
મસલત તમારી બુરી થજો અંતે ફનાકાર!
ફીસાદ, આફત, મરકી ચહડજો તમારે દ્વારે!
જળજો તમારા શરીરો પલીદ આતરી મારે.
જાત ઓલાદ થજો તમારી ખુવાર સદા!
નીરદોશ મુદઇઓના ખુન કેમ થશે અદા?
છોડુછું આ પાપી છાંવણી હું હવે સદાકાળ.
ન જોશે ચશમો મારી તમ અંતનો પાયામાલ.
જંગલનાં ગુફાઓ થશે મુજ રેહેઠાણ,
શીહ, અને શેરો થશે મારા ઇનસાન.
જારે બનીઆછે તમ આદમો ખુની હેવાન,
તારે થજો આ ફોજ પળવારમાં સમસાન!
પડજો સરાપ જેહેરી, ઘાતકી તમ સર ઊપર!
જળજો તમારાં શુખ! થજો બેકરાર નાંસબર!
મળશુ હવે તે કીરતારનાં તખ્ત સનમ;
ઇનસાફની દરગાહે, ઓ પાપી પાપી આદમ! [જાયછે]

**મોહબતેજાન**—ઓ પહરેજગાર એબલો ના જા! મુજ કમબખ્ત- ને સાથ લેતો જા.

**પહરેજગાર**—તું પાછળ રેહે. ગુમરાહ, લોભાયલી, લુટાયલી મગર નીરદોશ નાર તું પાછળ રેહે. આ જંગલીઓમાં ફકત હુજ છું નકામો. તારી ખુબશુરતીનું કદાચ પડશે કામ. જ્યાં અકલ, અને પહરેજગી નથી ફાવતી ત્યાં કદાચ તારી ખુબરૂઇ દયાનો સખ્ત થાંબ ઉભો કરશે. બચા- વ બચાવ તારો ભવ પટકી બનેતો તારા નીરદોશ જાતભાઇઓને બચાવ. વરસાવ તેઓપર દયાના ઝરા કે કીઆમતને દહાડે તે ખાવીંદની દયાની તું મોહોતાજ નહીં રેહે. [જતો રેહેછે]

**જાલેમજોર**—મોહબતેજાન! શું તુંપણ મને છોડી જાયછે કે?

**મોહબતેજાન**—કાંએ નહી? આબરૂ મારો સાથીછે. પુજુછું હું કી રતીનાં મંદીરને. સ્વચ્છ મોહોબતનો વાસો મારી છાતીનાં મેહેલમાં છે.

નારૂ જંગલી ઘાતકીપણું હું ધીક્કારૂં છુ. પગે તળે દાબુછુ તારા કરપીણ કામો. તારી નીચ મતલબો ઊપર હું થુંકુછું! [રડીને] હું ગભરાઈછું. હું ગાફેલ બનીછુ. મારા કસમજ કામો મને નડેછે. ઓ પેલો પેલો પહેરેગાર! કેવો ખુદાઇ તેનો ચેહેરો! પવીતર તેની નેમો! દયાવંત તેની જબાન! મગર તમો તમો પાપીઓ દોજખના રખેવાળો! બદકાર તમારા ચીતારો! લીઆનત ભરી તમારી નેમો! ગંધીલી તમારી જબાન!

**જાલેમજોર**—મોહોબતેજાન આજ એટલી બધી હમો તરફ સખ્ત! દીલ નવાજ તું જાણેછે કે મરદો સાથ શીરીની વાપરવી એ ઓરતનો સણગારછે.

**મોહોબતેજાન**—[ઉસ્કેરાઇ] અને તું જાણેછે કે દુસ્મનો તરફ, આદમજાત ઊપર દયા બતાવવી એ એક ફતેહ કરનારની ઊતમ નેમછે.

**જાલેમજોર**—સરદારો ચાલો બેધડક તૈયારી કરવા માંડો. જો ફતેહ પામ્યા તો હીંદનો મુલક આપણોજ છે. તેના હસતા બાગ બગીચા મારી મોહોબતેજાનનાછે.

**મોહોબતેજાન**—આવી રીતે લુટી લીધેલા બાગ બગીચાઓ ઊપર આગ લાગજો!

**જાલેમજોર**—આપણી ફતેહ થતાંજ હીંદનાં શાહ સાહાલેસશાહને તેના તખ્ત ઊપર ફકત નામને ખાતર હું કાએમ રાખશ, અને તેની હુંર પેકર બેટી રૂપવંતી સાથ મારી શાદી બાંધશ, અને પછી તુરકીનો સરદાર, અને હીંદનો શાહ એ બંને એતાબો જાલેમજોરમાં સદા જોડાશે.

**અબદલા**—એતો ખુબછે. કુઅત સાથ ડાહપણ મેલાયલું જોવું હોયતો જાલેમ જોરમાંછે.

**ગીરફતાર**—[મોહોબતેજાનને હલુથી] આ બધુ સાભળ્યું કે?

**મોહોબતેજાન**—હા સાભળ્યું! બેવફાઈ, બેમુરવતાઇ સાથ ખુની પણ જોડાયલું જોવું હોયતો તે આ નામદાર જાલેમજોરમાંછે. [લાલને પીળી બનેછે]

**જાલેમજોર**—[હસીને) મોહોબતેજાન, રૂપવંતી સાથ મે શાદી કરવા કહી તેથી તું શું ગુસ્સે થઇ ગઇ કે જાન? નહીં નહીં તું બેપરવા રેહે તારી જગા મારી છાતીમાં છે. મારી શાદી કરવાની મતલબ એજકે તું મને તારી મોહોબતનો તેમજ એક મોહોટા તાજનો માલેક જોઇ ખરી મગરૂર બને.

**મોહોબતેજાન**—[ટકોર ભરેલા બોલોથી] ગુસ્સે થઇ? નહીં નહીં. તારી કીરતી એ મારી પુજાની મુરતી છે. મગર આ તારો ઠરાવ તો હદ

વીનાનો કીરતીવાન, પાર વીનાનો અદલ; નહીં બયાન થઇ શકે એવો આબરૂ ભરેલો છે. ખુબછે! બેહેતરછે! વખાણવા જોગછે!

**જાલેમજોર**—મોહબતેજાન તું કેવી મતલબથી આએ બોલેછે તે કેમ જણાય.

**મોહોબતેજાન**—[ટકોરથી] મતલબ? એ મતલબ! છટ, છટ, ફકત ઓરત જાતનો એતો બકારો છે. મારા મનનો ખરોછે. ચાલો તમે તમારા કીરતીનાં કામ ઊપર લાગો. ચાલો ચાલો કરનાય, અને નગારાના અવાજ તમો જંગીઓને જાગતા શીહોનાં શીકાર કરવા બોલાવેછે.

**જાલેમજોર**—અને તું મારી સાથ આવેછે કે નહી?

**મોહોબતેજાન**—અલબત, અલબત, વજો હુંજ નહીં આવશ. તુને રૂપવંતી સાથ પરણાવવા, તુને હીંદનો શાહ બનાવવા હું તો પેહેલી આવશ. [ટકોરમાં]

ગેનેમ દાખલ થાયછે.

**જાલેમજોર**—કેમ ગેનેમ તારો પેહેરો છોડી એકાએક તું કેમ આયો.

**ગેનેમ**—સામી ટેકડી ઊપરથી એક બુઢા મુદઇને પકડી હું હીઆં લાયોછું. હું આશામાં હતો કે તેનાથી મુદઇઓની આપણને ખબર મળે મગર તે બુઢો તો ગાળો, અને ધીકકારની બોલી શીવાય બીજી કોઇ બોલી જાણતોજ નથી.

**જાલેમજોર**—શું ગાળ અને ધીક્કાર! તેને ઘસડતો હીઆં લાવ.

[ગેનેમ જાયછે]

**મોહોબતેજાન**—તમારી કીરતીના બુરૂજોનો પેહેલો કંગુરો હીંઆથી શરૂ થાયછે.

[જાલેમજોર ગુસ્સાથી જોયછે પણ ગુસ્સો દાબી નાખેછે.]

**જાલેમજોર**—એ મરદ બેગાના તું કોણછે?

**તાકાતજંગ**—પેહેલાં મને જણાવો કે તમો ચોરો, અને લુટારાઓમાં તમારો કરીણ સરદાર કોણ છે?

**મોહોબતેજાન**—વાઊવા! [ખુશીમાં]

**જાલેમજોર**-હા! [ગુસ્સાથી મોહોબતેજાન તથા તાકાતેજંગને જોયછે]

**અબદલા**—ચુપરે એ બેઅદબ જંગલી! કાપી નાખો એની બુરી જબાન નહીંતો-

**તાકાતજંગ**—નહીંતો આ જબાનથી જે ખરેખર હશે તે બાહાર નીકળી આવશે.

**મોહોબતેજાન**—માણસની હસતી થવા બાદ જબાન દરાજીમાં આબાદ તીર જો પેહેલો આયો હોયતો તે આ બુજોર્ગનો છે.

**ખુનખાર**—બુજોર્ગ! [પોતાની કટાર ઊપર હાથ નાખી] અરે એનાં જીગરમાં આ તેજ કટાર ભોકી દેઊં તો કેવું ?

**મોહોબતેજાન**—ખબરદાર એ ખુની!—

**તાકાતજંગ**—વાહ! આવા આવા ખરા શુરાઓ, અને જંગબાહાદરોનાં નમુના તમારી છાવણીમાં છે કે?

[ખુનખાર તરફ હાથ બતાવી મશકેરીથી બોલેછે.]

**જાલેમજોર**—બેઅદબ કુતરા! તારી આવી લાપરબાનાથી તારો કાળનો નક્કી થઈ ચુકોછે. પાકેલા બાલવાળા ચોર કબુલ કર કે તુ શુ જાણેછે?

**તાકાતજંગ**—હું એટલુંજ જાણુછુ કે દુનીઆમાં તારા જેવો ખુની, તારા જેવો કરપીણ, તારા જેવો નાતરસ, તારા જેવો લુટારો મેં જોયો નથી.

**ખુનખાર**—અરે કાપી નાખો એ જંગલીને!

**જાલેમજોર**—નહીં નહીં એને એમ નથી મારવો. એની સજા જુદીજ છે. એ મુછ, હજુપણ તારી જીંદગી બચાવા માગતો હોયતો મારા સવાલનો પાધરો જવાબ આપ.

**તાકાતજંગ**—મારી જીંદગી એક ખવાઇ ગયલાં દરખતની મીશાલ છે તે બચાવવા લાયકની નથી.

**જાલેમજોર**—એ બુઢા, જો હીંદી છાવણી તરફ જવાનો બે પાહાડો વચેનો છુપો મારગ તું હમોને બતાવે તો તારી જીંદગી બખશુ એટલુંજ નહીં પણ તું ચાહે તે ઇનામ આ—

**તાકાતજંગ**—[હસી પડેછે] હા! હા! હા!

**જાલેમજોર**—શુ તું મારી સરતને હસી કાહાડેછે? દોલત તુને શુ-

**તાકાતજંગ**—તુને, અને તારા નીચ ઇનામને બંનેને હસુંછુ. દોલત! અરે બે બાહાદુર બેટાઓ હું રાખુછું તે મારી કુળ આલમની દોલતછે. જે દોલતનું કામ હવે પછી પેલી દુનીઆમાં પડશે તેતો મારા નેક કામોથી મે ત્યાં એકઠી કીધીછે. મગર તે ઉપરાંત મારી સરસમાં સરસ દોલત હીઆં મારી સાથ લઇને ફરૂછું.

**જાલેમજોર**—તે દોલત શુંછે તે મને જણાવશે ?

**તાકાતજંગ**—અલબત, કારણ કે તું મારી પાસથી છીણવી લેનાર નથી. તે દોલત મારૂ સ્વરછ, અને વગર ડાગનું હઇડું છે.

**જાલેમજોર**—હુતો માનુછુ કે કોઇપણ હીંદી એવો નહીં હશે કે જે તારી માફક બોલવાની હીમત કરશે.

**તાકાતજંગ**—મગર મારીતો ખાતરીછે કે આખા તુરકસ્તાનમાં કોઇપણ તુરકી એવો નહીં મળી આવશે કે જે તારા જેવાં કરપીણ કામો કરવાની હીમત કરશે.

**મોહબતેજાન**—વાહવા! [જાલેમજોરનો રંગ બદલાયછે.]

**જાલેમજોર**—કઠણ છાતીના મુરતી પુજક! તારા લશ્કરની કેટલી સંખ્યાછે?

**તાકાતજંગ**—સામેનાં જંગલનાં દરખતો ઉપર જેટલાં પાતરાંછે તેટલા હમારા સીપાઇછે.

**જાલેમજોર**—વારૂ તમારી છાવણીનો નબળામાં નબળો ભાગ કઇ તરફછે?

**તાકાતજંગ**—નબળો ભાગ છેજ નહી. દરએક ભાગ ઇનસાફથી કીલ્લાની માફક મજબૂત થયલોછે?

**જાલેમજોર**—તમોએ તમારી ઓરતો, અને બચ્ચાંઓને કાંહાં છુપાવ્યાંછે?

**તાકાતજંગ**—તેઓનાં ખાવીંદો, અને બાપોના હઇડામાં.

**મોહોબતેજાન**—આહા! જે પ્રજાના આવા ઉતમ વીચારો, જેનાં આવા નાજુક આવેશો, તે પ્રજા જંગલી કેમ હોય! તે ઘાતકી કેમ કેહેવાય! [તાકાતજંગ અજાએબીથી મોહોબતેજાનને જોયછે.]

**જાલેમજોર**—તુ કમરચેહેરને ઓળખેછે કે?

**તાકાતજંગ**—કમરચેહેરને હું નહીં ઓળખું? હમારી પ્રજાનો બચાવનાર, રક્ષણ કરનાર, ઉધારનાર તેનેજ નહીં ઓળખું? હીંદને પનાહ આપતા ફીરેસતાને હુ નહીં પીછાણું?

**જાલેમજોર**—એવો સરસ એલકાબ તેને શાથી મળ્યો?

**તાકાતજંગ**—કારણ તે તુને મળતો નથી આવતો તેટલા સારૂ.

**મોહોબતેજાન**—વારે કેવા આબાદ તીરો છુટેછે!

[જાલેમજોર અતીઘણો ગુસ્સે થઇ જાયછે]

**અબદલા**—કમરચેહેર સાથ સરદારી ભોગવનાર બાહાદરજંગ નામનો મરદ કોણછે? [ગીરફતાર ઉશ્કેરાઇ જઇ જવાબ સાંભળવા અધીરાઇથી ઉભો રેહેછે]

**તાકાતજંગ**—આહા! તે પેહેલવાનનું નામ સાભળવું, અને મોઢેથી પુકારવું એ દરએક હીંદીની ગરૂરીછે. બાહાદરજંગ હમારા શાહનો એસીછે. હીંદમાં તેની જોરી નથી. લડાઇનાં મેદાનમાં મહસ્ત શેર જેવો

આતશી, સલાહના અમલમાં મેહા કરતાં વધારે નીરદોશ, અને નરમ. તે શાહાજાદી રૂપવંતી સાથ અદરાયો હતો; પણ તેને જયારે ખબર પડી કે રૂપવંતીતો કમરચેહેરને વધુ ચાહેછે ત્યારે અમીરી ખવાસનાં બાહાધુરજંગે પોતાના સુખ, અને આરામો ચેનનો ભોગ કમરચેહેર તરફ પોતાની દોસ્તીને ખાતર આપ્યો. રૂપવંતીનાં જન્મના કરારને સારૂ તે નાજનીન તેણે કમરચેહેરને બખ્ખરી દીધી. મગર હજુ ખુદાઇ મોહોબતથી બાહાધરજંગ રૂપવંતીને ચાહેછે.

**જાલેમજોર**—ખરાજ ઉમદા ખવાસનો જંગલી! હુ એ શુરા બાહાધરજંગને લડાઇનાં મેદાનમાં જલદીથી હવે મળશ.

**તાકાતજંગ**—તુ તેનેથી દુર રેહેતો સારૂ; નહીંતો તેની આતશી આંખોની દેહશતથી તરત ગુડદુ બની તુ જમીન ઉપર લોટશે.

**જાલેમજોર**—બંધ કર, બંધ કર, તારી ચાપલોસી ભરી જબાન, અને ધ્રુજ મારા તાપથી.

**તાકાતજંગ**—નમુના વગરના લુટારા! આજ સુધી હું તે સાહેબની સામે ધ્રુજીઓ નથી તો શુ માણસની સામે, અને તુ માણસ કરતાં હજાર ઘણે નબેહેતર એબલીસ સામે ધ્રુજશ?

**જાલેમજોર**—દીવાના દુરવંદ? એકપણ બોલ વધુ વુનદીભરેલી તારી જબાનથી નીકળતાંજ તારૂ તન ધરથી જુદુ કરી નાખશ.

**તાકાતજંગ**—માર માર તઇઆરછુ. માર અને નીરદોશ એક ખુદાના ખુનીનો વધુ એલકાબ તારા ધીક્કાર ભરેલાં નામ સાથ જોડ.

**ખુનખાર**—એટલી બધી તાકાત. [કટાર ભોકી દેછે.]

**જાલેમજોર**—ખુનખાર આએ તેં શુ કીધુ? એનો એકદમ જીવ લેઇ રીબાવી રીબાવી મારવાની સજાથી તેંતો એને સામો મોકલો કીધો.

**તાકાતજંગ**—તુ મુજીને એવી તક નહીં મળી તેથી હું બેસુમાર ખુશીછુ. [જમીન ઉપર બેફામ થઇ પડેછે મોહબતેજાન દોડી આવી માથુ ઉચકી]

**મોહોબતેજાન**—ઓ ખુની રાખસો! તમારો કાહાં ઠાર થશે! એ પીર બાંજોગ! જો જો જરા મારા તરફ જો, અને મરતી વખતે તારા આસીરવાદ મને બખશ.

**તાકાતજંગ**—નીરદોશ નાર! અરે તુ કોણનાં હાથમાં આવી ફસીછે લેકીન ખોદા તારાપર મેહેરબાન થજો, અને આ અપવીતરોમાં, ખુનીઓમાં સદા તું પવીતર ફુલ માફાલ રેહેજો! [મરણ પામેછે અંદર ખેંચી લેઇ જાયછે]

**જાલેમજોર**—દોસ્તો,! સરદારો,! શુરા સાથીઓ! જંગને વાસ્તે હવે તઇઆર થાવો. જોઇતી તઇઆરી હુ કરવા દોડુછુ.

[જાલેમજોર જાયછે દરબાર બરખાસ્ત થાયછે.]

**મોહોબતેજાન**—પાપ ! પાપ ! બુરા પાપ ! અરે કાહાં સુધી તારા બુરાં કામો જારી રેહેશે ! ગરીબ બીચારા હીંદીઓ ! નીરદોશ મુદઇઓ ! અચાનક મારયા જાયછે. પોતાનુ કુઅત ઇઆ બાહાદુરી અજમાવ્યા વગર ખુદાઈ બંદગી કરતાં ઠાર મરેછે.

ગીરફતાર—તેવુ નહીં બનશે. સાહેબની બંદગીનો માર નબળો નથી. નીરદોશ દુસ્મનોને બંદગીજ બચાવશે, અને તે કેમ તે તુને અંતે ખબર પડશે. હા જંગબાહાધર ! હા બાહાધરજંગ ! [જતો રેહેછે.]

**મોહોબતેજાન**—ઓ ભયંકાર આજનો બનાવ !

ઘાતકી ને બુરાં જેનાં પરીણામ.
તકદીર આ નીચ તદબીરને હઠાવ,
કીરતાર ઉતાર હીંદને સરનજામ.
ગુમાવી અકલ, ગુમાવી દયા,
લશકર બન્યું છે ખુનખાર.
તારી રે લંબાવ હીંદને સહાય,
રૂપ તારૂ ચમકે તેજ અપાર.
કેઆમતની સજાથી બચાવ
મનમોહાન મારો જાલેમજોર.
ભરમ તારો મુજને સમજાવ,
લુટી લે જાલેમજોરનો તું દોર.
થઇશું હુ તુજની નાચાર પુજારી,
સેવટ સુધી રાખજે લાજ મારી.

પડદો પડેછે.



## અંક ૧ લો-દેખાવ ત્રીજો.

### એક મેદાન

[તોપનખાન વીચારમાં દાખલ થાયછે, ઘડી ઘડી માથુ કુટેછે, નાક મરડેછે, કાન ચીમટેછે, અને તહરેવાર મુગા ચાળા એક સેખચલીની માફક કરેછે.]

**તોપનખાન**—વીચાર વીચારે માથાના કીડાબી નીકળ્યા પણ મારી નવી શોધના હીરા હજુ હાથ આવતા નથી. અરે પણ વીચાર તે શું કરૂં ? અદના આલાઓની આ દુનીઆ અલ્લા તાલાએ પેદા કીધી ત્યારે તેણેબી એટલો વીચાર કીધો નહીં હશે. બાવા આદમે મામા હવા સાથ

લગન કીધાં ત્યારે તેણેબી એટલી કાળજી રાખી નહીં હશે. મુસા, અને ઇસા પેગમબરેએ જંગલીઓ વટલાવ્યા ત્યારે તેઓએપણ એટલી મન શકતીતો બા કદી નહીં ખરચ્યો હશે! બાર ગજ ભરૂછુને ત્યાંનો ત્યાં આસમાન કે શું હવા કે શું પાણી કે શું જમીન બધું એક કરૂછુ, અને ઊથલ પાથલનો પાસો રમુછુ ને ત્યાંનો ત્યાં? અરે મુઓ હું રફાડ!

{ઠોકનખાન છુપો દાખલ થાયછે. તોપનખાનને જોઇને એક ઝાડ તળે ભરાઇ જાયછે.}

[તોપનખાન એકદમ વીચાર કરતો અટકી] પણ નહીં કાંએ બને? કાએ નહીં બને વારૂં? અરે વાતમાં દમ જેવું નથી રે ઇઆર? આંખ વીચી, અને પાછી ઊગાડી કે બસ કામ પાર. પણ કોઇપણ મુવું જીવતુછે કે મને ખાતરી આપે.

**ઠોકનખાન**—નબોત ગીઆ બીસી મરની. ઊંધી બુદ્ધીના વાતનું ઠડ ઠેકાણું મળે નહીં, અને બને બને શું માથું કુટેછે.

[તોપનખાન ધભરાઇ પાછુ ફરી જોયછે ઠોકનખાન ભરાઇ જાયછે]

**તોપનખાન**—એ કોણ બોલ્યું? ખારસો મેં અવાજ સાભળ્યો ને? આહા તોપનખાન! ફીલસુફો ઊંઘમાં કેહજે વાત ચીત કરે એ વાતતો ખરી ઠડી!

**ઠોકનખાન**—[બિધરક હસી] તારે તુપણ ફીલસુફમાં કે? વારે મારા તોપનખાન! તોપ મારતો મારતો ફીલસુફ થઈ ગયો કે જાની?

**તોપનખાન**—જાની! એ વળી દીલદાર કોણછે! શું મારા ઊમદા મગજ ઊપર કોઇ નાર મોહીત પડીછે કે શું? નહીં નહીં ડાહપણનો રખેવાળ કોઇ ફીરેસ્તો હોયછે તેમ આએ પણ ફીરેસ્તો છે.

**ઠોકનખાન**—ચાલો જલદી બોલી દેવો, શું શોધમાં તારૂ કપાળ કુટેછે. નહીંતો તારા ફીરેસ્તાના હાથનાંજ કપાળપર ફટકા પડવા માંડશે તો તારી શુધ ઠેકાણે આવી તું ખરો બુદ્ધીવાન બની જશે.

**તોપનખાન**—સાંભળો ફીરેસ્તાજી મારી શોધ. આપણને અગરેબથી મગરેબ જાવુંછે. તફાવટ માતર બાર લાખ માઇલનો છે. હવે એ બે જગા વચે હું બાંધવા માગુછુ ફકત હવાનો પુલ, તે પુલને પાણીનાં આપવા માગુછુ જુજ થાંબા, અને તે ઊપર મુસાફરી કરવા સેહેજ વીજલીની ગાડી બનાવા માગુછુ; તે ગાડીમાં ખીસાદ વગરનાં એક લાખ શીંહો જોડવા માગુછુ. હવે એ ગાડી ઊપર જો આપણે સવાર થઇએતો વધતામાં વધતું એક પળવારમાં અગરેબથી મગરેબ જવાએ કે નહીં.

ઠોકનખાન—તોતો અગરેખથી મગરેખ જવાએ એટલુજ નહીં પણ મગરેખથી ઠેઠ બેહેસ્તમાં પણ ચાલી જવાએ. વચે તોપ ઇઆ દફાંસ ઇઆ ગરભછાંટ કંઈ નડેજ નહીં. અરે વારે થંડે પોહોરના તોપનખાંન જેણે તારૂ નામ આપ્યુંછે તેને ઉપલી શોધ આપી દેવી જોઇએ.

તોપનખાન—અરે બા તું છે કોણ?

ઠોકનખાન—તું જે ધારે તે.

તોપનખાંન—શું મારૂં કપાળ ધારૂં? જોયા વગર શું ધારૂ?

ઠોકનખાન—હું છું તારો જુનો દોસ્ત.

તોપનખાન—જુના દોસ્તો તો હજારો મોતનાં દોસ્ત થઇ ગયા. હું કોઇ દોસ્તને ઓળખતો નથી.

ઠોકનખાન—ત્યારે હું તારા નવા દુસ્મન તરીકે હઇઆં ઊભોછું.

તોપનખાન—નવો દુસ્મન! જુનો દોસ્ત! બા તારૂ કંઇ નામ?

ઠોકનખાન—નામ જાણવા માગેછે તો ખરો પણ તે ભારી પડશે.

તોપનખાન—કંઇ નહીં ભારી પડશે તો આ માથું, અને ખભાં મજબુત છે તે ઉપર ઉચકી લેવશ. તે કરતાં ભારી ચીજને હલકી કરનાર હું ઉસતાદછું. વાસ્તે નેકબખ્તનાં જણેલા બાહર આવો. તમો મુઆ જીવતા છેવો કોણ?

{ઠોકનખાન બાહાર નીકળી આવી તોપનખાનને મારવા મંડી જાયછે. તોપનખાન બુમ મારેછે.}

તોપનખાન—ઓ ઠોકનખાન તુંછે કે? નગોતના સાથી તારે ત્યારનો એમ બોલી મરીએ કે નહીં! બસ બસ હવે ઓળખ્યો! બા મોથી. કીમતે ઓળખ્યો! વાહ શું ઠોકનખાન નામ રાખ્યું તે બધાને ઠોકવાનીજ વાત કે?

ઠોકનખાન—મેં તુને આગળથી નહીં કહયું હતું કે મારૂ નામ જાણવું ભારી પડશે. અને બચા થોડા વખતમાં મારો શુરો શેઠ તારા જાલેમજોરનું આંગ હલકુ કરી નાખશે.

તોપનખાન—અરે દોસ્ત તું કેવો ભાયગસાલી કે કમરચેહર જેવો દયાલુ શેઠ તુંને મળ્યોછે! હઇઆં તો લટેછે ત્યારે નીહાલ કરેછે, અને ખીજેછે ત્યારે ગરદનજ ઊરાડી નાખેછે.

ઠોકનખાન—વાંરૂ જાલેમજોરની કંઇ ખબર આજ સુધી તેણે કેટલી લડાઇ મારી,

તોપનખાન [મનમાં] મારી તોપનાં એકાદ બે ઓચંબા ભરેલા નમુના બતાવી દેવા જોઇએ—અરે ઇઆર તેની બાહાધુરીની તો તું વાત-

જ નાં કર. એના જોરની તારીફ તે આ જબાને કેમ થાએ! ચીન દેશમાં હમો છાવણી કરી પડયા હતા તારે પુનમ, માણેકથાળી પુનમ કેહેવાયછે તે દહાડો આવ્યો. તે આખો ચાંદ જોવા સારી આલમ ત્યાં મળી હતી. આવો રૂપેરી ચાંદ, અને તેમાં કાળા ધાભાં જોઈ ફીલસુફો તથા જંગબાહાધુરો તકરાર કરવા લાગા કે કંઈ સેંકડો જમાના અટવાઇ ગયા, અને હજુર અટવાઇ જવાનાં મગર એ કાળાં ધાભાં શું છે તે કોઇ શોધી કાહાડનાર નથી. પણ શું કહું દોસ્ત માંરો બાહાધુર શેઠ તરત બાહર પડયો. પોતાની કમાન ચાંર્ચા ઊપર તેજી તીર ચહડાવી સાબુત પગ રાખી એક તીર આબાદ ચાંદનાં ભીતરમાં મારયો. દોસ્ત ઠોકનખાન તુને શું વાત કહું જેવો તીર પેઠો તેવોજ એક કાળો ભાગ ચાંદમાંથી નીચે ગબડી પડયો. જોઇએ શું કે તે એક મોટો પાહાડ હતો. તે એટલા જોરથી પડયો કે જમીનમાં હજારો માઇલ દટાઇ ગયો.

ઠોકનખાન—[મનમાં] એને સુરપરજ રાખવો જોઇએછે—વાહ વાહ! દોસ્ત એતો ઘણી અજાબ વાત, અને પેલા તીરનું શું થયું?

તોપનખાન—[મનમાં] તોપની અસર થઇ ખરી હો—અને તે તીર ચાંદને વીંધી બીજી પાર જે નીકળી ગયો તે રૂસનાં દેશમાં એક કસરતબાજ મલે ઝાલી લીધો.

ઠોકનખાન—[મનમાં] વારે તોપનખાન! હવે એની ફીફડી ફાટી જાએ એવી એક તોપ મારે મારવી જોઈએ.

તોપનખાંન—કેમ દોસ્ત એ તુંને દુનીઆની ખરી અજાએબી શું નથી લાગતી?

ઠોકનખાન—હા છે, પણ એમાં કંઇ ઘણું દમ જેવું નથી.

તોપનખાન—દમ જેવું નહીં! વાહ શું? દમ જેવું નહીં!!

ઠોકનખાન—અરે એથી સરસ બાહાધુરી મારા શેઠ કમરચેહેરે કીધીછે તે પણ ચાંદને લગતીજ છે.

તોપનખાન—જરા મને તો જણાવ.

ઠોકનખાન—મને ફીકર લાગેછે કે તે સાંભળી તારી શુધ પણ ઠેકાણે નથી રેહેવાની. રૂસનાં શાહ સાથ લડતાં મારો શેઠ પકડાઇ ગયો. શાહને મધમાખો પાળવાનો ઘણો શોખ હતો તેથી પોતાની મધમાખો ઉપર સરદારી કમરચેહરને આપી. એક દહાડે એક મધમાખ પાછળ તેણીનું મધ પી જવા બે હાથી લાગ્યા, અને તેણીની બંને પાખો પકડી ખેંચા ખેંચી કરતાં હતા તેવામાં મારા શેઠે પોતાનાં હાથમાં એક રૂપેરી ચાબક હતો તે

હાથોઓ પર છુટો માર્યો પણ કમનસીબે ચાબકનો ઉપર ઉડી હવામાં ચહડવા લાગ્યો, અને અંતે ચાંદમાં જઇ પેઠો. હવે તેને પાછો લાવવો જોઇએ નહીંતો શાહ કમરચેહેરનો જીવજ લે! મારા ધણીની હુશીઆરીની હું શું તારીફ કરૂં. તરત તેણે એક વટાણો જમીનમાં વાવ્યો. પળવારમાં તેનું ઝાડ ઉગ્યું. તે ઝાડ વધતુ વધતુ છેક ચાંદને જઇ લાગુ. તે ઝાડ પર તરત કમરચેહેર ચહડી ગયો, અને ચાંદને જઇ મળ્યો. ઉપર તો ગયો પણ ચાબક તો જડે નહીં. ચાંદ પણ સફેદ, અને ચાબકપણ સફેદ. અંતે માહા મુશકેલીએ નાળીએરીનાં છોલતાંનો એક પાહાડ ચાંદમાં હતો તેમાંથી ચાબક મળી આયો. પણ જો હવે બીજી મુશકેલી. જરા વારમાં સવાર પડી ગઇ. શુરજ એવો ગરમ પ્રકાશ્યો કે તેની ગરમીથી પેલું વટાણાનું ઝાડ સુકાઇ નીચે પડી ગયું. હવે નીચે કેમ ઉતરવું તેની પંચાતીમાં મારો શેઠ પડયો. પણ બાહાદર પડયો તે પુછવું શું પડે! તરત પેલા નાળીએરીના છોલતાને વણી તેણે લામબું દોરડું બનાવ્યું. તે ચાંદની કોર સાથ બાંધી તે નીચે ઊતરવા લાગ્યો. અરધે રસ્તે નહીં આવ્યો હશે એટલાં ચાંદની કોરતો તેના ભારથી ખરી પડી તેવોજ તે એક ગગડાટ સાથ નીચે પડ્યા તેથી નીચેના શેહેરમાં ધરતીકંપ થયો, અને કમરચેહેર પોતે જમીનમાં સો વાર દટાઇ ગયો પણ તેના નખ મોટા હતા તેથી જમીન ખોદી તે ઉપર આયો. કેમ શું ધારયું?

ઠોકનખાન—બાપરે એતો જબરી બાહાદુરી! માજીજો કે શું પણ જરા આએ તો સાંભળ. એક વખત મારો શેઠ દરીઆમાં નાહાવા પડયો તેવામાં એક માછલી જેનું મોઢું મગરનાં જેવુ હતું, અને બદન એક પટલા જેવતા જેવું હતું તે માછળી જાલેમજોરને ગલી ગઇ. અંદર જઇને જોયશું કે સુખેથી ફરાંએ હરાએ એટલી જગા તે માછલીનાં પેટમાં હતી. મારો શેઠ તેમાં ચાલવા તથ‍ા દોડવા લાગો પણ તેથી કંઈ તે માછલી ઉપર અસર થઇ નહીં, અંતે જાલેમજોર હલકેપગે તેમાં નાચવા લાગો જેથી માછલાને ગીલી લાગી તેથી તે ખરખર હસી, અને હસતાં હસતાં તેનાથી છીકાઇ ગયું, છોક સમેત મારો શેઠ બાહાર નીકળી પડયો, અને તેના બદન ઊપર એટલું તેલ હતું કે હમોએ ઓગાળી કાહાડી એક વરસ સુધી બાળવાના કામમાં લગાડયું. કેમ એ કેવું સાહાસકામ?

ઠોકનખાન—જબરૂ બા જબરૂ ગમે તે કર પણ મારા કમરચેહેરની દલેરી આગળ બધુ રદછે. સાંભળ એક વખત તે એકલેઃ શીકાર કરવા નીકળયો. તેવામાં એક જબરૂ બબર મોઢું વકાસી દોડતું તેને ગળી જવા તેની સામે ખુની બની આવ્યું. મારા શેઠની પાસ બચાવનું કશુ હથી-

યાર નહીં હતું પણ ફકત બે ચકમકના કડકા ગજવામાં રહી ગયા હતા તેમાંનો એક કડકો પેલા બબરનાં વકાસેલા મોઢાંમાં કમરે ફુંક્યો તેવુંજ બબર ફરી જઈ પોતાની પુછડી ઉભી કરી પાછલે પગે હુમલો કરવા દોડયું પણ મારા શેઠની અકલના શું ઓખત ગાઊં! તરત પેલો બીજો ચકમકનો કડકો તેને બબરનાં ઝાડાને રસ્તે ફુંક્યો. એવું બન્યું કે બંને ચકમકનાં કડકા બબરનાં પેટમાં અફડી સળગી ઉઠયા, અને તે સમેત જે તડાકો થયો તેને બબરનુ પેટજ ચીરી તેના પુરજે પુરજા બનાવી દીધા. શુબાબ. બાહાદુરીતો એને કેહે.

{ પડઘામ વાગવા માંડેછે તોપખાન
{ કુદવા તથા નાચવાનું શરૂ કરેછે. }

ઠોકનખાન–શુંછે શુંછે નવી મસ્તી સુજીછે કે દોસ્ત? કેમ વળી એટલા વારમાં આંગ ભારી થયુંછે કે? હલકુ કરૂં કે?

તોપનખાન—નહીં નહીં લડાઈની તઈઆરીઓ થાયછે. નાસ નાસ પણ મને ફરીથી મળજે મારે એક જીગરતોડની બાબત ઉપર તારી ઊમદા સુલાહ લેવીછે

[ કોટી કરતો જાયછે, અને નાસતો જાયછે]

---

## અંક પેહેલો દેખાવ ચોથો

### એક બાગ.

[બાગમાં એક ખોલલી જગા છે. જગાની વચ્ચોવચ્ચ એક ઊંચી સંગે મરમરની બેઠક ઊપર રૂપેરી એક આતશનું પાતરૂછે જેમાં આતશ રોશનછે. પાતરાની આસપાસ દુરથી સાલેસશાહ, અને તેનાં તમામ સરદારો જરરીન પોશાકમાં કુડાળામાં ઊભાછે. તેઓની પછવાડે સીપાહીઓ તથા લોકો હાજર છે. બુજોર્ગ મરદોનુ એક ટોળું તમામ સફેદ પોશાકમાં દાખલ થાયછે. આતશના પાતરાની આસપાસ દરએક પીર મરદ ફરતો જાયછે, અને પોતાના હાથે આતશ ઊપર ખોશબો નાખેછે, અને મોઢેથી એકેકી કવેત બોલેછે.]

એક બુજોર્ગ—મુદઈઓની મસ્તી તોડનાર એ કીરતાર!
બીજો બુજોર્ગ—નીરદોશોના નસીબનાં એ બળવંત આધાર!
તીજો બુજોર્ગ—સીર નમન હમો તારા પવીતર કેબલા સનમ!
ચોથો બુજોર્ગ—ઊભા દાદ ચાહતા જોડી હમ દસ્તો કદમ!
પાંચમો બુજોર્ગ–પુકારી ચાહયે છઈએ તું સરદારની મદદ!

છઠો ખુન્નેગ—તારીજ ખુદાઇમાં મજબૂત હમારી સરહદ.

{ ખુજોર્ગો કુડાળામાં ગુઠણ મંડીએ પડેછે. તમામ મરૂફ પોશાકમાં છુટા બાલો સાથ કનીઆઓ દાખલ થાયછે. કુડાળામાં બેસી ખોદાઇ ભજન ગાયછે. }

## ગાયણ.

(હજી હમારો બાલંમ પરદેશ વારી ગોરીઆં—એ રાહા)

પુંજણ આવત હમે સારી સખીઆં
ક્રશણાજી લીઓ પરઃશાદરે.—પુંજણ—ટેક.

હીરદમે ઝુલે, સાંહીકી સઃખીઆં, નએનામે ઝુલે નુર રે ;
મંદીરમે ઝુલે, ભગત ભજનીઆં, કુંડળમે જવાલા ઠારી રે—પુંજણ૦

ગગનપે ઝુલે, સીતારે ગઃરીહાં ; રંનમે ઝુલે રંનસુર રે ;
જોગના ઝુલે, સાલ એ ફુલીઆં, પ્રશન હોવ ગીરધારી રે—પુંજણ૦

[ કનીઆઓ કુડાળામાં ફરતી બેસેછે, અને લશકરી પોશાક વાળા નાહાના છોકરાઓનુ ટોળુ દાખલ થાયછે પોતાના કોમળ અવાજે ગાયનમાં ખુદાઇ બંદગીકરેછે. ]

## દાદેરા—( કાફી૦ )

(હો ગોરી આલીને, નેજારા ભર મારારે—એ રાહા)

અએ બક્ષીનદા ફીરોજગર આવ રે–
ફીરોજગર આવરે, ફીરોજગર આવ રે–ટેક.

એ રબવાળી, ભલા રબ વાળી,
ફતેહને ફીરોજીને બક્ષવા તું હારા રે–એ બક્ષીનદા૦

રે આએ સાલે, હર હર સાલે,
દે દે મુબારકીઆં, સજન તું હમારારે—એ બક્ષીનદા૦

રે દેશ આબાદી, દુનીઆ આબાદી,
નીભાવે ખુદા, તુંઇ તુંઇ, તુંઇ કીરતારા રે—એ બક્ષીનદા૦

[છોકરાઓ કુંડાળામાં બેસેછે. તાર બાદ ખુન્નેર્ગોનું ટોળું આતશ ઊપર ઓશઓ નાખી ચાલી જાયછે. તેઓ પાછળ કનીઆઓ, અને તેઓ પાછળ છોકરાઓ જાયછે. તાર બાદ શાહ તથા સરદારો સીપાઇ તથા લોકો જાયછે. બાહાદર-જંગ એકલો પાછળ રહેછે, ગુઠણ મંડીએ પડી બંદગી કરેછે, ગીરફતાર છુપી રીતે તેની પાછળ ઊભા રહેછે. ]

બાહાધેરજંગ—ફીરોજગીના આવીંદ કરીમ રહીમ !
રેહેમવંત તું ખુદાની કુદરત અજીમ !
સરફરાજ શાહોનાં શાહ કદીમ !
તાકાતે હોશના એ કામીલ હકીમ !
ઇજત મુજ વતનની તુંજને આધાર,
માણસાઇ હમારી ફોજનો તું સરદાર.
રીમન દેવો સમાન મુદઇ ખુનખાર,
માગેછે જબરીથી હમ વતન હકદાર.
દમબદમ પુકારીએ તુંજ મુબારક નામ,
રફીકો હમ તારા, પોંહોંચાડ સરનજામ.

{ બાહાધેરજંગ ઊઠીને જાયછે તેવામાં ગીરફતાર આ સ્તેથી હાથ પકડેછે. બાહાધેરજંગ પાછળ ફરીને જોયછે }

બાહાધેરજંગ—હા ! ખુબસુરત ! જવાન ! [તપાસથી જોઇ] તું કોણ મરદછે ? તું કાંઇ મારો વતની નથી લાગતો !

ગીરફતાર—વતન મારૂં પારકુંછે પણ તે દેખીતુંછે. મારૂ પોતાનું આ સ વતન તું છે પણ તે છુપું છે.

બાહાધેરજંગ—જવાન તારૂં બોલવું ભેદ ભરેલુંછે. એમાંથી શું સમજું.

ગીરફતાર—તારે જોઇએ તે સમજી લે. દેખીતો હું તારો મુદઇ છું, અણદીઠ તારો દોસ્ત છું.

બાહાધેરજંગ—તું હીઆં શી રીતે આયોછે, અને શું કામે આયોછે?

ગીરફતાર—મારા છુપા લેબાસમાં મારા જીવના જોખમે હું આર્યા અને તું દોસ્તની સેવા બજાવવા આયો.

બાહાધેરજંગ—નેકબખ્ત જવાન મારો દોસ્ત કોઇ તારી પેશા-નીનો તો નથી; તે ઊપરાંત કહી સેવા તું બજાવી શકશે.

ગીરફતાર—એ પેશાની તારા મગજમાં કોતરાઇ નથી મગર થોડા વખતમાં તારા હઇડામાં કોતરાશે. તારી સેવા બજાવતાં તારા કુળે મુલકની બજાવશ.

બાહાધેરજંગ—તારી જબાન મીઠાસ ભરીછે, તારો ચેહેરો ફીરે-સતાઈછે, તારા દેખાવ ઊપર સચાઇ, અને નીરદોશપણું રાજ કરેછે તેથી તારામાં દગો તો હોયજ નહીં, મગર ખુબરૂ જવાન જરા ખુલાસાથી વાત કર.

ગીરફ્તાર—સાંભળ અને તારાં દેશનું ભલું કર. જાલેમજોર જે તારા દેશનો ખુની વેરી તેનો હું વીસવાસુ નોકર છું. તુરકી લોકની તમામ છાવણીમાં તમો લોકની તરફદારી છુપી યા જાહેર કરનાર હું, અને જે નાર મારા સરદારપર જાનો તનથી ફીદા થઇ તેની પાછળ આવીછે તે છે. આ-જ રાજે આ તમારી જાહેર ફીરીઆની વખતે જુલમાત ભરેલો જાલેમ-જોર તમોપર અચાનક તુટી પડી તમોને કાપી નાખનાર હતો મગર સા-હેબે તે ખુરૂ વાદળ તારયુંછે. સીપાઇઓને ઊરકેરવા સારૂં જે શરાબ લડા-ઈની વખતે હમો હમેશાં પાઇએ છઇએ તે શરાબમાં મેં કેફી ચીજ ભેળી હતી જેથી તે પીતાં બધા બેફામ થઇ પડયા, અને જાલેમજોરની ઘાટકી નેમ ઊંધી વળી.

બાહાદુરજંગ—આહા ખરા ફીરેસતા ! સાહેબની ખરી બખશીસ ! આહા મારા વતનના બચાવનાર! [ગીરફતારને બાહાદરજંગ વળગી પડેછે] બોલ તારો કેવી રીતે બદલો વાલું ? માગ માગ તું શું ઇનામ માગેછે ?

ગીરફ્તાર—બદલાનો હું ઇનતેજારછું; મગર તે હમણા નથી જો-ઇતો, તેનો લાયક વખત આવશે. ઇનામનો હું ભુખો નથી, હજુર વધું સાંભળ અને ચેત. આવતી કાલે પાહાડોને છુપે રસ્તે જાલેમજોર તમારી છાવણી ઊપર તુટી પડનારછે તે વખતે તારા, કમરચેહેરનાં, અને સાહાલે-સશાહના હુંબેહુ પોશાકમાં તરણ મરદો હમારી છાવણીમાં દગાથી ત-મોને ભુળાવો ખવાડવા રાખશે વાસ્તે રાબેતા કરતાં તમો તરણે સરદારોનાં પોશાક બદલી નાખવાની, અને તમારી ફોજને તેથી પુરતી વાકેફ કરવાની સંભાલ રાખજો.

બાહાદરજંગ [ખુશીથી કુદી] ઓ કેવી બેમુલ ખબર ! રોશન બ-ખત જવાન, મારાં દીલપજીર બેગાના દોસ્ત ! કેહે તારૂં નામ. કેહે કે તે ઉ-પર હજારો મોતીનો નેસાર હું પોતે કરૂં.

ગીરફ્તાર—હમણા નહીં, હમણા નહીં, તે ખુશબખ્ત વખત કદાચ આવશે. હું ધાસ્તીમાં હાલતો ઈહાં આયોછું, મારો પોતાનો જીવ જોખ-મમાંછે, હજુર તમારી મોટી સેવા કદાચ મારે બજાવવી પડશે. મારે જ-વું જોઇએ મારે છુંપુ રેહેવું જોઇએ. આ ખબર તદન છુપી રાખજે મ-ગર એનો પુરતો લાભ લેજે. ચાલ સાહેબજી. મારા જાન બાહાદરજંગ સાહેબજી, મનમોહોન બાહાદરજંગ સાહેબજી.

[બાહાદરજંગના હાથની ઊપર બોસો લઇ જતો રેહેછે]

બાહાધરજંગ—[અજાએબી સાથ જોઇ] મારા જાન બાહાધરજંગ! મનમોહન બાહાધરજંગ! શું આએ મરદછે યા ઓરત! દેખાવમાં કોમળ નાર મીશાલ, કામ કાજમાં જંગી પેહેલવાન બરોબર! શું તે સાહેબની ગેબી કોઇ ફીરેસતાઇ મદદછે યા આટલો વખત મારા મનનો ખાબ થઇ ગયો! નહીં નહીં એ ખાબ નથી. મગર ખાબ પણ હોય તો શું થયું? એ ખાબને ખરાં પણાનુ રૂપ હું આપશ. એ ઊતમ ખબરનો લાભ લઇ મારા વાહાલા વતનીઓને બચાવશ. એ કીમતી ખબરને ખાવીદના બેસુલ આસીરવાદ સમજુ છું.

[જતો રેહેછે]



## અંક બીજો—દેખાવ પેહેલો.

### દરીઆના કીનારાની પાશે એક મેદાન.

(એક મોટા ઝાડના છાયા તળે રૂપવંતી બેઠીછે. પોતાના બાળકને રમાડેછે. કમરચેહેર તેણીની પાસે ઊભો રહી પ્યાર ભરેઆ દેખાવથી જોયછે. રૂપવંતી બાળકને રમાડતી રમાડતી હાલેરા દેવાનુ ગીત ગાયછે.)

(માત બીચારી મધથી પાલે, પાળને પોચારી તાણે દોરીરે—રાહ)

પોરી જાવોરે મરૂં અસીલના જાયા,
માત થાય થોરી થોરી રે—પોરી જાવો૦—ટેક
ઘેરે સુનાનું પાલણું ઘડેલું,
હીરકણીની દોરી રે—પોરી જાવો૦
વંનમાં આજ વર હેરે વાશો,
ફુલની ગુડેલી જોહોરી રે—પોરી જાવો૦
સુખીઆં ઊઠજો માતના જીયરા,
દુઃખ દરદ પખોરી રે—પોરી જાવો૦
તાત તમારા જુગ જુગ જીવજો,
જીવો ભાઇ બેનોની જોરી રે—પોરી જાવો૦
ગુની નીવરજો, ધરમી રે થાજો,
થાજો લક્ષ કરોરી રે—પોરી જાવો૦
બંદઃખુદા કહે હરીગુણ ગાજો,
પાપ વમાશન છોરી રે—પોરી જાવો૦

**રૂપવંતી**—અરે મારી માયાના આકાશમાં રોશન થતા માહાતાબ મારી પોતાની દુનીઆનાં કમર ! ચાલ કબુલ કર. અરે ધીઆન ધરી જો કે આ નાનો ગુલાબ હુબેહુ શું તારો નકસ નથી ?

**કમરચેહેર**—આલમમાં હઇઆત તમામ ખુબશુરતીની રાણી, મારી અને બસ મારીજ રૂપવંતી, ખરૂ જોતાં તો એ ઝલકતો નાનો ચોતાર તારા ફીરેસ્તાઈ રૂપની આબાદ નકલછે. જો જો તું ગુલછરી જેવોજ સુગંધી, તું ગુલાબ જેવોજ નરમ, અને તું રંભા જેવોજ ખુશ એ આપણો લાડકો છે.

**રૂપવંતી**—નજર કર નજર કર કેવા એના લટકતા સોનેરી ગુછાદાર બાલ ! કેવી એની સેતારા જેવી ચકચકતી આંખો ! આહા ! તું મારા ખાવીંદ, તું મારા માલેક, તું મારા બીજા પ્રાણની કેવી આબાદ એ નાની ઝબી ! [બાળકને છાતી સાથ દાબી બોસો લેછે]

**કમરચેહેર**—[હસીને] વારૂ, વારૂ, આ નાનો ઝલકતો હીરો તો મારા પ્રકાશને અંધારામાં નાખેછે. એ સુગંધી મોગ્રરૂ તારૂં નાક પોતાંની તરફ ખેંચેછે. એ નાનો લુટારો મારા ઉપરનો તારો ગંજાવર ચાહ ચોરી લેછે. એના જનમ અગાઉ તારા સર્વ લાડ, અને મોહોબતનો હું રખેવાળ હતો તેની ચાવી એને અસતક થઇછે.

**રૂપવંતી**—અરે નહીં નહીં મારા કમરજાંની તું એ શું વાત કરેછે એક માતાનો પોતાના એક પુત્ર, અને વળી પેહેલ વેહેલા બાળક ઉપરનો ચાહ તે તેણીના ખાવીંદની મોહોબતનાં અખુટ ભંડારમાંથી ચોરી કીધેલો કેમ કેહેવાય. અરે આ નાનું ઝહવેરતો મને નવી ખુશહાલીછે, એ ખુશહાલીનું મુખ્ય મૂળ તુંજછે, અને તેને વાસ્તે મારી જીંદગીનાઅંત સુધી હું તારો આભાર માનુ ને થોડોછે.

**કમરચેહેર**—બાલેસ તંન મારી રૂપવંતી હું ફકત હસવા સારૂ બોલુછું એના પ્યારથી જેટલું સુખ તુંને મળે તેટલું મારૂજછે. તારી ખુશહાલી તે મારી પોતાની.

**રૂપવંતી**—અરે ખુશહાલીની શું વાત કરેછે. જયારે એનાં રૂપેરી મોઢાની દાબડીમાંથી સોનેરી ગુલનાં સુખનો બાહર પડશે ત્યારે મારી ત્રીજી, અને છેલ્લી ખુશહાલી પુરી થશે.

**કમરચેહેર**—ત્યારે પેહેલી બે ખુશહાલી કઈ ?

**રૂપવંતી**—એનો મુબારક જન્મ થતાંજ બાગે બેહેસ્તમાં હું પોહોંચી હતી તે પેહેલી ખુશહાલી. જ્યારે એ મેહેરવંત તું પદરની બગલમાંથી છુટી, ચાલવાને દોડવા માડશે ત્યારે મારી બીજી ખુશહાલી શરૂ થશે.

અને ત્રીજી ખુશહાલી જ્યારે એ પોતાના પરવાના સમાન હોઠોમાંથી "મામા" "પાપા" બોલવા માડશે, અને આપણા મેહેલને પોતાના મીઠા સરોદથી ભરી નાખશે તે. આહા ! એક માતાને માટે ઉંઆમાં ઊંચી ખુશીતો તેછે. [કમરને વલગી પડેછે]

**કમરચેહેર**—[રૂપવંતીને બોસો લઇ] આહા ! મારાં આબે હઈઆત ! મારી ઓદાઈ બખ્ખશીસ !!

**રૂપવંતી**—અરે કમર આ મારાં અપાર સુખને સારૂં દરરોજ દર કલાક, અને દરઘડી હું તે સાહેબનો, અને તારો આભાર માનું છું.

**કમરચેહેર**—નહીં નહીં મારો નહીં. ખુદાનો, અને બાહાધરજંગનો !

**રૂપવંતો**—હા, ખુદાનો અને બાહાધરજંગનો ! અમીરી ખવાસનો બાહાધરજંગ ! શીરેસતાઈ કામોનો બાહાધરજંગ ! તેની જોડીતો મળવીજ મુશકેલ ! કમર જાની શું તું બાહાધરજંગનો આભારી નથી ? દયાલુ દીલદાર શું તું પોતે સુખી નથી ?

**કમરચેહેર**—એવો સવાલ કરવાનું તુંને શું કારણ પડયું વારૂ ?

**રૂપવંતી**—જ્યારે તું સુખીજછે તો દીવસે દરદમંદ, અને રાતે રસ્તાબેજ ભરયો રૂંજીદા કેમ જણાયછે. ખાબમાં હાય શાની મારેછે, બોલરે મારા મધુર પોપટ તારી ગમગીનીનું કારણ તારી બાલેસ હઇડાની માદાને જણાવી દે.

**કમરચેહેર**—હાલ તુરકીઓ; અને હીંદીઓ વચ્ચે જાગેલી લડાઇ. વીચાર કર કે તુરકી શુંછે. શું તે મારૂ પોતાનુ બાપીકું વતન નથી ? તારે હાલ શું હું મારા વતન, અને વતનીઓ સામે લડવા તઇઆર નથી થયો ?

**રૂપવંતો**—અરે તું પણ વીચાર કર કે એજ તારા વતનીઓ આપણને સુધારવાનું ખોટું બાહાનું દેખાડી આપણો નાશ કરવા શું નથી માગતા ?

**કમરચેહેર**—અરે જો તેઓ આપણાપર ફાવ્યા તો તારૂં શું થશે !

**રૂપવંતી**—શું થશે ? જે જગાએ તું મારો જાન જશે ત્યાં હું નાસી આવી તુંને મળશ.

**કમરચેહેર**—આ બાળક સાથ નાસશે ?

**રૂપવંતી**—કાંએ નહી ? શું તું એવું ધારેછે કે એક ઓરત પોતાના પ્રીયપ્રાણ ખાવીંદને આફતમાં ડુબેલો મળવા દોડે તે વખતે શું તેણીને તેણીના બાળકનો ભાર લાગશે ?

**કમરચેહેર**—મારી મોહોબતના ખરાં રૂપ રૂપવંતી વારૂ ! તું મારૂં મન, અને હઇડું શાંત રેહે એવું ઇછેછે કે નહીં ?

રૂપવંતી—અલબત! અલબત!

કમરચેહેર—તારે તો મારાંપર અપાર મેહેર કરી હોડ, અને જે બચાવ ભરેલા પાહાડોમાં આપણી તમામ નીરદોશ નારો, અને બાળકો ભેગા થયાંછે ત્યાં તું પણ આસરો લે. દીલનવાજ તું એવી હટીલી નથી કે તારા પદર, અને બાદશાહ; તારો ખાવીંદ અને તારી બેહનપણીઓનો બોલ તું કબુલ નહીં રાખે.

રૂપવંતી—કમર! શું હું તુને છોડી જાઉ? શું તારી ગેરહાજરીમાં મને જરા પણ ચેન પડે? ઓ હરવખ તારો ઘાયલ થયલો, તારો બંદીવાન, તારો મોતને કાંઠે આવેલો ચીતાર મારી નજર આગળ ધરાએ, અને તે દુરથી કેમ ખમાએ?

કમરચેહેર—મારાં સુખની હસતી, શા સારૂં તું એટલી ધાસતી રાખેછે. બાહાદરજંગ સદા મારી બાજુએ રેહેશે.

રૂપવંતી—અરે જાંહાં ખુનખાર લડાઇ પુર જોસમાં ચાલતી હશે, જયાં ભય બેશુમાર હશે, ત્યાં શુરો મારો બાહાદરજંગ પેહેલો માલમ પડશે. એ જંગી પેહેલવાન ઘણું તો તારા મોતનું વેર લઇ શકશે, પણ તુંને બચાવી કેમ શકશે. ધાસતીનો એ મોહીતછે ધાસતીની પાછળ લાગવા એ તુંને પણ છોડી જશે. આ મારી જીંદગી મારા તનને છોડી જાએ ત્યાં સુધી હુંતો તુંને નથી છોડનાર એવા મેં સખત કોલ લીધાછે. બોલ મારી સચાઇ, અને વફાદારીનાં માલેક શું તું મને મારા ગંભીર કોલ હાથે કરી તોડાવશે?

કમરચેહેર—એટલું બધુંછે તો જેમ તારી મરજી. મારા હઇડાની સરદાર! દુનીઆમાં દરજજો, અને મીઠાસ જે ઝરામાંથી વેહેછે તે ઝરો તુંછે. હીમત, કોમળતા, અને સચાઇમા કાંહાંછે તારી જોરી! મારી ગરૂરી મારો સંતોષ મારી આશા મારૂં કુઅત મારી ખુદ હસ્તી તું શીવાય કોણછે? આહાં ચુસ્ત મોહબતની પુજારીઓ ખરાં સુખની શોધમાં નીકળેછે, અને જે સુખ તેઓને જડતુંજ નથી તે સુખ આએછે. તું છે અને તે હું ભાયગવંતને મળેલું છે.

રૂપવંતી—તારી આવી વખાણોનો જવાબ મારી બંધ જબાનમાં અને આ આભાર ભરી ચશમોમાં પુરતો સમજજે [રણશીગડુ વાગેછે.] આએ શું? મારો પદર મારો શાહ હીઆં આવેછે કે?

કમરચેહેર—નહીં એતો દલેર બાહાદરજંગ આપણા લશકરની ગોઠવણ રચેછે. તમો લોકનાં બચાવને સારૂ ઠામે ઠામ પેહેરેગીરો રાખેછે.

[બાહાદરજંગ દાખલ થાયછે]

રૂપવંતી-ઓ બાહાધરજંગ! મારા દોસ્ત મારા ભાઇ!

{ રૂપવંતી હાથ લંબાવેછે તે હાથ પર બાહાધરજંગ બોસો લેછે. }

કમરચેહેર—બાહાધુર મારા રખાક, મારૂં ભલું કરનાર, મને જનમનું સુખ આપનાર દોસ્ત, બોલ તારી સેવાનો બદલો મારી જીંદગી શી રીતે વાલી આપશે?

બાહાધરજંગ—તમો બનેની જીંદગી સુખમાં કરારમાં, સલાહ સંપજ, અને અમનો ચમનમાં ગુજારો; મને તે નજરે નજર જોવા દેવો અને મારી સેવાનો બદલો બસ વલી ચુકો એવુજ સમજજો.

રૂપવંતો—ઊત્તમ ખવાસના ભાઇ! જો જો આ બાળક તરફ જો, મારા ખાલેસ હઇડાંની આ એમુલ માલકત તરફ જો. ધીક્કાર પડજો મારો તમામ એ બચ્ચાં ઊપર, જો એની આખી જીંદગીમાં તુંને હમો કરતાં જરા પણ ઓછા પ્યારથી એ ચાહે ઇઆ જરા પણ ઓછા માનથી જોયતો હું કેહુંછું કે મારો તમામ ધીક્કાર એના પર ઊતરશે.

બાહાધરજંગ—બસ બસ બસ વધુ નાં બોલ એટલો બધો ભોગ મેં શું આપ્યોછે કે તે તમારાથી વીસરાતો નથી? મારા પ્યારની મુલ મતલબ શું હતી વારૂં? તારૂં પોતાનું શુખ જોવું એજ નહી વારૂં? હું હવે તુંને સુખી જોઉછું. બોલ તારે મારી મતલબો હાંસલ થઇ કે નહી? તે સાથ મારો બદલો પુરતો વલી રહયો કે નહીં? ચાલ રૂપવંતી મારે સારૂં તુંને જરાબી માન હોયતો મારી સલાહ પર આપ ધીઆન, હું કેહુંછું કે હઇઆથી હવે તુંને જવું જોઇએ. આપણા દેશની નારીએ જે પાહાડોમાં આસરો લીધોછે ત્યાં તારે જવું જોઇએ.

રૂપવંતી—મારી સલામતીની શું ખાસ્તીછે? અરે તારી અને કમરચેહેરની બાજુએ હું છેઉ તો પછી મને ભય શાની હોય?

બાહાધરજંગ—ભય ઘણીછે, તારી સલામતી નથી. મને એવી ખબર મલીછે કે પેલો જાલેમજોર અગાઉચ આપણી ઊપર હુમલો કરનારછે. એવી વખ્તે તારી હાજરી જોઇએજ નહીં. તે હમારી હીમત અને જોરને સાંમાં નબલાં કરી નાખશે. તારી નજર આગલ હમોથી જીવપર આવી લડાયજ નહીં. એક વફાદાર ખાવીંદ અને એક માયાવંત ભાઇ જાંહાં સુધી જાણે નહીં કે પોતાની મોહોરદાર અને બેહેન ખાસ્તાથી ઘણી દૂર અને શલામત છે ત્યાં સુધી તેઓ કદી બાહાધુરી અને ઝનુનથી લડી શકેજ નહીં.

**કમરચેહેર**—શાબાશ મારા દોસ્ત, હું એજ કેહેવા માગતો હતો, ત્યારનો હું એવીજ તકરારોથી રૂપવંતી સાથ જીકર ચલાઉ છું.

**રૂપવંતી**—તમો મને બંને જના ખરા ચાહનાં ગંજાવર દરીઆમાં ડુબાડી મુકોછો. હું તેમાં ડુબુછું મગર ધરાતી નથી. તમારી મારે સારૂ આવી ઇનતેજારીને માટે બેહેસ્તની ખુશહાલીમાં હું ગરક થાઉછું, મગર તેટલાથી સંતોષ પામી તમારૂં કહેલું હું કબુલ રાખી શકતી નથી.

**બાહાદુરજંગ**—વાહ! જે જીવ ઉપર હમારા જીવ ફીદા કરીએ તે જીવ હમારા જીવતરને સારૂં સલામત રેહેવા નહીં માગે તો પછી તે જીવ ઉપર હમારી રાત દાહાડાની જાનફેસાની શું કામની? જે જીવનો બચાવ તે હમારો બચાવ, જે જીવની હસતી તે હમારી હસ્તી, તે જીવ તું બેદરકારપણે ઉડારી નાખવા માગેતો પછી તારી નજરમાં હમારી ખુબીઓનું કસુ વજન નથી હમારી જીંદગીનું કસું મુલજ નહીં એવું સાફ માલમ પડેછે. એ તારો હમોપર ચાહ નહી; મગર જુલમ, જાસ્તી, ઘાતકીપણું. રૂપવંતી! હઠીલી મગર રૂડી નાર! જો કોઇને ખાતર નહીતો હું માનત જારોથી એક વાર ફરી અરજ કરૂછું કે આ નીરદોશ બાલકને ખાતર સલામતીની જગાએ જા.

**રૂપવંતી**—બસ બસ મારૂં હઠીલું હઠડું તેં જીતી લીધુંછે—જાવો ચાહે તે કરો—હું તમારે તાબેછું, ચાહો તાહા મને લઇ જાવો.

**કમરચેહેર**—મેહેરવંત નાર, આ વખતે તારા આભારોનું ખરૂં હેશાન હમો પર છે. [રણશીગડું વાગેછે] સાભલો શાહ પોતે આવી લાગોછે.

{ શાહ દાખલ થાયછે તેની પાછલ સીપા-
ઇઓની ફોજછે. સર્વે શાહને નમેછે. }

**શાહલેસશાહા**—કમરચેહેર! મુબારક હોજો તને આજનાં જંગની ફતેહ! બાહાધરજંગ પ્યારા તારો દલેર દસ્ત મારા હાથમાં લેવા દે. [બાહાધરજંગના હાથ ઉપર બોસો લેછે] બેટી મારી રૂપવંત મારા આસીરવાદ તારા બેમુલ બાળક ઉપર હું રેડુંછું. [બચ્ચાંના માથા ઊપર હાથ ફેરવેછે]

**રૂપવંતી**—[ગુઠણ મંડીએ પડી] તું મારા મુબારક દીદેહ પદર ઊપર આફતાબ, અને માહાતાબનો સાહાયો રેહેજો! સુકર સેતારાની રોશની સદા તારા મારગમાં પડજો! તે સાહેબ રેહમવંત સદા તારી દાદને પોહોંચતો રેહેજો! તારી રઇએત જે તારા બચાં સમાન છે તેઓની નેક મુરાદો તું બખશતો રેહેજે. [રૂપવંતી ઉઠેછે]

શાહલેસશાહ—રઅએતની આબાદીમાં શાહ આબાદ, રઅએતની નેક મુરાદ તે શાહની મુરાદ. બાહાધરજંગ આપણું લસ્કર કેવા મીજાજમાંછે ?

બાહાધરજંગ—સરફરાજ શાહ, ઘણાજ ખુશ મીજાજમાં. લડાઇને સારૂ તેઓ અધીરા થઇ રહયાછે. ફતેહ યા મોત એવા તેઓના પુકારોછે. હમારો શાહ ! હમારૂં દેશ ! હમારો ખોદા ! એવા તો તેઓનાં લડાઇનાં અવાજો છે-

શાહાલેસશાહ—જાંહાં તું જેવા સરદારનાં દીદાર દેખાય ત્યાં લસ્કરની હલટને વીશે શું પુછવું પડે. તું હમારા દેશનો થાંભછે, જેનો ટેકો મારી ફોજછે. તું મારા તાજ, અને તખ્તની પોલાદી બાજુછે. તું મારી કીરતીનો મારી આબરૂનો મારા વાવટાનો દલેર રખેવાળછે.

બાહાધરજંગ—મુલકે આબાદનાં આબાદ શાહ સરફરાજ!
પોલાદી તારીફોજનો બળવંત તું થાંભ.
શુરા મારા સાથીઓ, જંગમા જબરા દલેર,
કીરતી હમારી, દલેરી મારી તુંજનેછે અરપણ.
તુંજ શાહનો રાસ્ત હુકમ અને કુળે ફોજ તૈયાર
મારવા મુદઇઓ બરહમ, પુકારી ઇનસાફ અદલ.
જોયાં ફોજે મારી, બુરાં તરકો મુદઇનાં;
જોયો દુસ્મની ખવાસ ખુનખાર પલીદ.
લડેછે બુરા દુસ્મનો લુટ, અને ખુનરેજી કાજ,
મગર વતન વાહાલુ, કેબલો પવીતર આપજંગ.
લુટારો મુદઇનો સરદાર, કુલ ફોજનો ધીક્કાર,
તુરકી અમલછે બુરો મારી રઅએતનો પુકાર.
શાહાલેસશાહ આપણો પ્યારો, પ્યારો જીગરથી,
ખુદાછે આપ રાહબર, જેવી રોશન તે ચેરાગ.
લાવે કોપમાં નાશ, દોસ્તીમાં ગમી, એવાછે મુદઇ,
લોભ, હવસ, ધીક્કાર, ગરૂરીના માલેક તે બુરા.
જોઇ આ વતન મેદાનુ; આવેછે ખુની દુસ્મન,
ગીદ્ધ સમાન ઘાતકી, કરવા ભક્ષ ભયંકાર.
હીંદના તખ્તો તાજને આપે, સદા રહી ખુશ
માન એક સરખું પુકારી આબાદીનાં અવાજ.
વતન આપણી મીલકત, રસમ બાપીકો વારસો,
ધર્મ આપણો ખાલેસ, દયાવંત, અને નેક;

શીખાડે ઇનશાફ, દયા, પવીતરાઇનો રૂડો અમલ,
આપે વળી ખાતરીથી બાગે બેહેસ્તની આશ.
લડો ખાતર વાહાલા વતન! લડો ખાતર અમલ!
લડો ખાતર મહજબ! લડો ખાતર ઇનસાફ!

**સીપાઇઓ**—લડો લડો ખાતર શાહાલેસશાહ!!

**શાહલેસશાહ**—[બાહાધરજંગને કોતી કરી]

કાંહાં મળશે તું જ સરખો શીંહ બળવંત,
કાંહાં ધુડું તું જ સરખો એસો માયાવંત.

[એક પેહેરેગીર જડપમાં દાખલ થાયછે.]

**પેહેરેગીર**—મુદઇઓ! મુદઇઓ!!

**શાહાલેસશાહ**—કાહાં સુધી આવી લાગાછે?

**પેહેરેગીર**—ટેકડીની ટોચ ઉપરથી જોતાં મને માલમ પડયું કે શીકાર નક્કી ધારી ભુખા વરૂઓની માફક મુદઈઓ ગુપચુપ દોડેછે, અને અચાનક હુમલો કરવા માગતા હોય એવું લાગેછે.

**બાહાધેરજંગ**—[મનમાં] હા! પેલી ખબર—ચાલો ચાલો મુદઇઓ આવી પોંહોંચે તેની આગમજ જઈ મળ્યે!

**શાહાલેસશાહા**—બેટી રૂપવંત જલદી તારા બાળક સાથ પાહાડોમાં આસરો લે ચાલ સેતાબ.

**રૂપવંતી**—[કમરચેહેરને વલગી પડી] ઓ કમરચેહેર!

**કમરચેહેર**—દીલજાની આપણે જલદી પાછા મળશું.

**રૂપવંતી**—અરે તું જાઓ તેની આગમજ એક વખત હમોને આસોરવાદ દઇ જા. એક વખત—ઓ એક વખત.

**કમરચેહેર**—નેકબખ્ત મોહોરદાર! સાહેબ તુંને બચાવે! સાહેબ મારા નાના ગુલાબને બચાવે! સાહેબ પોતાનો ખુદાઇ સાહાયો તમો બંને પર ધરે!

**શાહાલેસશાહ**—ચાલ ચાલ જલદી, દર ઘડી જે જાયછે તે બેમુલછે.

**રૂપવંતી**—કમરચેહેર છેલ્લી સલામ! ઇઆદ રાખજે તારી જીંદગી તે મારીછે. [જાયછે]

**બાહાધેરજંગ**—અરે મને એક છેલ્લી સલામ પણ નહીં કે?

**રૂપવંતી**—ઓ હું ગાફેલ બની્યું મારા બેમુલ ભાઇ. [હાથ આપેછે તે ઉપર બાહાધરજંગ બોસો લેછે] બીરાદર વાહાલા તુંને પણ છેલ્લી સલામ; લડાઇનો ધારેસ્તો સદા આવજો તારી સહાએ! ઓ બાહાધરજંગ

તું આવેતો સાથે કમરને લેતો આવજે જો ! જો ખબરદાર તે મારા જીવને પાછળ ના મુકી આવતો. [જતી રહેછે.]

શાહુલેસશાહુ—[તલવાર ખેંચી] મારા વાહાલા વતનીઓ ! મારા ખુદાપાનાં બેટાઓ ! દીલોજાંન દોસ્તો ! તમારૂં જબરૂં જંગ મને હરખાવનારૂંછે; પણ જો લડાઇમાં કમનસીબ તમારે પગલે વલગે તો નીરાસ ભરયાં ઝનુનથી લોહીનું છેલ્લું ટીપું તમારા બદનમાં હોય ત્યાં સુધી લડજો. જો બુલંદ બખ્ત તમોને ફતેહની યારી બખશે તો દયા દયા અને ખુદાઇ દયા મુદાઓ તરફ બતાવવા ભુલશો નાં. કમર કળાવંત પાહોડોની તપાસગારી તુને સોપુછું. બાહાધરજંગ જંગલનાં જમણા હાથ ઊપર તું મકાન કર. હું બેધડક દુસમનો સામે જાઉછું, અને જાહાં સુધી મારી રહીએત બંચશે ત્યાં સુધી આધળાં ઝનુનથી લડશ. જાહાં સુધી આ છાતીમાં છેલ્લો દમ ચાલશે ત્યાં સુધી લડશ. પુકારો પુકારો શુરા મારા સીપાઇઓ પુકારો ખુદા ! ખુદા ! !

[વજનતરોનાં અવાજ સાથ શાહ તથા સીપાઇઓ જાયછે.]

બાહાધરજંગ—દોસ્ત કમર થોડો વખત શુધી આપણે છુટા પડયે છિયે. જલદી ફતેહની ખુમારમાં આપણે પાછા મળશું.

કમરચેહેર—કદાચ હવે કદી પણ પાછા નહીં મળવા સારૂ આપણે છુટા પડયે છિયે. બાહાધરજંગ જરા સબર—ખોદા ખાતર સબર, એકજ મારો બોલ સાંભળી લે. [બાહાધરજંગનો હાથ પકડી લેછે.]

બાહાધરજંગ—કમર ! એમ કાંએ ? શા સારૂં તું ઘભરાયછે. ભય અને ઘભરાત તારા કીએ દહાડે સાથી હતા ? લડાઇ લડાઇ અને લડાઇ શીવાય આપણો કીઓ બોલ હોય ?

કમરચેહેર—એક બોલછે—એકજ બોલ—રૂપ—રૂપ—રૂપવંતી !

બાહાધરજંગ—રૂપવંતી ? શુંછે રૂપવંતીનું શું ? બોલ—બોલ !

કમરચેહેર—જરા વારમાં આપણે શું મેળવશું ?

બાહાધરજંગ—ફતેહ ઇઆતો મોત.

કમરચેહેર—કદાચ તારે માટે ફતેહ, અને મારે માટે મોત—

બાહાધરજંગ—કદાચ બનેને માટે મોત હશે તો.

કમરચેહેર—તો મારી બઇરી, અને બાળકને હું મારા ખુદા, અને શાહનાં આસરા તલે છોડી જવશ. અને જો હુંજ એખલો મુઓતો બાહાધરજંગ તું મારો વારેસ થજે.

બાહાધરજંગ—વારેસ ! તે કેમ ?

**કમરચેહેર**—તું રૂપવંતીને તારી મોહોરદાર બનાવજે. મારા બાળકનો તું બાપ થજે.

**બાહાધરજંગ**—કમર તું શું દીવાનો થયોછે? એ શું બકેછે? હીંમત પકડ દોસ્ત, અને તારા મનની ખોટી ભય ઉડારી નાખ.

**કમરચેહેર**—બાહાધરજંગ તેમ કરવા મેં ઘણી કોશીસ કીધી, પણ ફોકટ. મારી નજર આગળ બુરા બખ્તની શીહાઇ ભમતીજ ફરેછે, તે મારાં ઉપર બોજા મીસાલછે. એથી કરી હું લડાઇમાં કમજોર બનનાર નથી મગર આગ્એ કબુલાત હું તારી પાસથી ખરી ઇનતેજારીથી માગુછું તે મને આપ.

**બાહાધરજંગ**—અરે દોસ્ત તારી અકલ કાંહાં ગુમ થઇ ગઇ! રૂપવંતી આગળ એવી દરખાસ્ત મુકવાની મારી હીમત પણ કેમ ચાલે? અરે તે મારે વાસ્તે શું વીચારે? મારા પર કેવો ધીક્કાર નાખે! મારા મનની ખાલેસ વલાણને તે કેવું બદરૂપ આપે! શું તે એવું નહીં ધારે કે આવી મારી નીચ મતલબ પુરી પાડવા મેં હાથે કરી તારો જાંન લીધો; ઇઆ લડાઇમાં તુંને ખેંચી જઇ મરવા દીધો? શું તે એવો ખ્યાલ નહીં લાવે કે એવી પાપી મારી નીસ્તાને સારૂજ તેણીને આપણી સાથે જંગમાં આવવાની મનાઇ કીધી? કમર તેણીનો તારા ઉપરનો કંઇ પ્યારનો ખ્યાલ આવેછે કે? તારા ઉપર તેણીની આતસ જેવી તેજ મોહોબતનો ચીતાર આવેછે કે? મારી પાસ તું શું બોલાવેછે? વગર હીનપસ્તીની હીનપસ્તી મને તું અપાવેછે. અરે એવો બોલ હું કાહાડું તેવીજ મારી જબાનજ તે કાપી લે.

**કમરચેહેર**—બાહાધર તું તેણીને મોટી ધેરઇનસાફી આપેછે તે એવા ખવાસની છેજ નહીં. તેનો તારા પર પુર એતેકાદછે. તે તારૂ કેહેવું સાચુ અને વાજબીજ ધારશે.

**બાહાધરજંગ**—કદી નહીં—કદી નહીં.

**કમરચેહેર**—તારે તું મને હમણાથીજ નીરાસ કરેછે. હમણાથીજ મારા મજબૂત સાધાઓ ધીલા કરી નાખેછે. હમણાથીજ તમામ આશા ઉલટ અને જોર તું તોડી નાખેછે. એ કેવું તારૂં ઘાતકીપણું? દોસ્ત હું હાથ જોડી માગી લેઉછું કે એટલી મારી અરજ કબુલ રાખ.

**બાહાધરજંગ**—પણ અરજ વાજબી હોયતો કબુલ રાખું કે?

**કમરચેહેર**—[નીરાસીમાં તલવાર ખેંચી] લે લે તારે હમણાજ મારો જાન લે. લડાઇમા હીચકારાપણે લડવા કરતાં હઇઆંજ મરવું, અને તારા જેવા દોસ્તને હાથે મરવું બેહતરછે.

બાહાધરજંગ—કમર! કમર! મ્યાન કર સમશેર, લે આમે મારો હાથ. જો રૂપવંતીની પુર મરજી હશેતો હું આ મારી કબુલાત બાહાલ રાખવાનો કોલ આપુ છું. મગર તું હુશીઆર થા. તું ઊલટમંદ રેહે. તું કદી હારનાર નથી, તું કદી મરનાર નથી.

કમરચેહેર—[વલગી પડી] હવે તું ખરોજ રફીક, ચાલ ચાલ રૂપવંતી અને મારો શાહ!

બાહાધરજંગ—શાહ અને રૂપવંતી! શાહ અને રૂપવંતી! રૂપવંતી!
[બંને જાયછે.]



## અંક બીજો—દેખાવ બીજો.

### દેખાવ—દુરથી એક લડાઇનું મેદાન.

{નજદીકમાં ઝાડ, અને પાહાડો છે તેની આગળ એક આંધળો બુઢો, અને નવ દસ વરસનો એક છોકરો ઊભોછે. લડાઇનાં નગારાં તથા રણશીંગડાના અવાજો થાયછે.}

બુઢો—ઓ અંધાપો! આ વખતે આ બુરો અંધાપો કેવો મારો સરાપછે! નહીંતો પ્યારા મારા જંગનાં મેદાનમાં આજે હું કેવો ઉલટથી દોડતે! કેવો મારા વાહાલાં વતનનો બંચાવ કરતે! મારા બેટા લડાઇનાં મેદાન તરફ જો, અને મને કેહેકે ત્યાં શું થાયછે.

છોકરો—[મેદાનમાં જોઇને] મોટા બાવા! આહા લોક! કંઇ લોક! કંઇ લોક અરેરે આખું મેદાન કીડીની માફક ઊભાઇ જાયછે! અરે જુઓરે કોઇ! કંઇ ચળકાટ કંઇ ચળકાટ! ભાલાઓ ચકચક થાયછે જાંણે જોયાજ કરયે. [તોપોના અવાજો થાયછે.]

બુઢો—હા! જોતો લડાઇ શરૂ થઇ. નાશકારક મુદઇઓનાં આમે ભયંકાર હથીઆરોછે. લડાઇ! લડાઇ!! આહા! મારૂ લોહી કેવું તપેછે.

છોકરો—[ધભરાઇને] અરે મારા પ્યારા બાવા જીવતા, અને સલામત હોશે કે?

બુઢો—બેટા કંઇ ફીકર નાં કર, તારો શુરો બાપ પોતાની ખરી ફરજ બજાવતો હશે, મુદઇઓનાં ઢગલે ઢગલા કરતો હશે; મગર મારા નીરદોશ બેટા તારે માટે આ વખતે હું વધારે ઇનતેજાર છું.

છોકરો—મારી કંઇ ધાસતી નાં કરો. હું તમારી સાથ અંતની ઘડી સુધી ઊભો રેહેવશ.

બુઢ્ઢા—અરે ખુની મુદઇઓ જો હદમાં આવી લાગશે તો તેઓ મારી પાસથી તુંને ખેંચી જશે.

છોકરો—મોટા બાવા! તે કેમ બને? તેઓ જોશે નહીં કે તમો બુઢ્ઢા અને વળી આંખે અપંગ છેવો, અને મારા વગર તમોને ચાલે નહીં.

બુઢ્ઢા—અરે નીરદોશ બચ્ચાં એ કરપીણ મુદઇઓનાં ખુની હાડાં વીશે તુંને શું ખબરછે. [ માણસો તથા બંદુકનો અવાજ સંભળાયછે] આહા! ખુના મરકીનો અવાજ! ઓ કોઇ આ બુઢ્ઢા હાથમાં નાગી સમશેર આપો કે પછી હું તે મુજી બચ્ચાઓને દેખાડી દેઉ. અરે પણ શું કામની સમશેર! આંખનું તેજ જતું રહયું ત્યાં સમશેરનું તેજ શું કરશે. એ સાહેબ કદરદાન તું હમારી સમશેરછે, બચાવ મારા શાહને મારા વતનીઓને.

છોકરો—અરે બાવા! બાવા!! સોસાઇઓ દોડેછે જુઓતો જુઓતો!!

બુઢ્ઢા—[ઉલટથી] તુરકીઓ કે બેટા?

છોકરો—નહીં નહીં હીંદીઓ આપણા વતનીઓ.

બુઢ્ઢા—હીંદીઓ નાસે? તે કેમ બને? કદી તેમ હોય નહીં. વારૂ બાહાદરજંગ શું કરે છે?

છોકરો—બાહાદરજંગ? [આંખ ચોળીને જોઇ] બાહાદરજંગ—[એક દમ પુકારી] હા બાહાદરજંગ! ઓ મારેછે! કાપેછે!! ઓ કેવો ભુતની માફક બાહાદરજંગ તુરકીઓમાં દોડેછે! ઓ બાહાદરજંગ પડયો!! નહીં નહીં—કોઇએ બચાવી લીધો. અરે બાવા કોઇ જવાન સીપાઇ બાહાદરજંગની પાછળની પાછળછે, અને જાહાં જાયછે ત્યાં તેની તરફથી લડેછે. ઘડીમાં બચાવી લેછે, ઘડીમાં મારેછે. એ જવાન કોણ હશે વારૂં?

બુઢ્ઢા—કોણ વળી આપણા શાહનો જમાઇ કમરચેહર હશે.

છોકરો—નહીં—નહીં બાવાજી કમરચેહરને તો હું સારી રીતે ઓળખુંછું. આએ તો કોઇ બીજોછે, અને ગોરો ગોરો ને સોહામણો લાગેછે.

બુઢ્ઢા—તારે ગેબી ફીરેસ્તો હશે. જંગીઓની મદદે આવતો ફીરેસ્તો હશે!

છોકરો—બાવા તમે કેહેતા હતા કે ફીરેસ્તા તો ગેબી હોય દેખાય નહીં.

બુઢ્ઢા—બેટા તે ખરી વાતછે, મગર તમો બેગુનાહ બાળકોની આંખે ફીરેસ્તા નજર પડે હમો પાપી માણસો છતી આંખે આંધળા થઇ પડયે.

[હીંદી સીપાઇઓ દાખલ થાયછે.]

છોકરો—લેવા લેવા આપણા સીપાઇઓ હીઆથી જાયછે!

બુઢો——શુરા સીપાઇઓ તમે કાંહાંથી આયા! દોસ્તો લડાઇ કેમ ચાલેછે. જરા કહી જાવો તો?

સીપાઈ—હમો ઊભા રહી શકતા નથી. બીજું લસ્કર મદદે બોલાવવા દોડયેછે. લડાઇનું સુકાન હાલતો આપણી સાંમેછે.

[સીપાઇઓ જતા રહેછે]

બુઢો——ઓ તારે તો દોડો–દોડો જલદી દોડો!

[એક બીજો સીપાઇ દોડતો દાખલ થાયછે.]

છોકરો.–એ સીપાઇ એ સીપાઇ મારા મોટા બાવા સાથ જરા વાત કરતો જા. મારા બાવાની ખબર આપતો જા.

સીપાઈ——બુઢા જા જા જલદી પાહાડોમાં જઇ આસરો લે, આપણી હાર થઇ ચુકવા આવીછે બધું સતયાનાશ વળયું–શાહા ઘાયલ થયોછે.

બુઢો——[ઘભરાટમાં] ઓ ઓહ! બેટા બેટા ચાલ જલદી ચાલ જલદી!! મને પાહાડોમાં લઇ જા. [અંદર જાયછે.]

[શાહાલેમસશાહ અને કેટલાક શીપાઇઓ દાખલ થાયછે]

શાહાલેસશાહ——મારા ઘાહ ઊપર મલમપટી લગાડોછે. મારો ઘાહ સેહેજછે. હું પાછો લડાઇનાં મેદાનમાં ઝુંપલાવવા તઇઆરછું.

એક સરદાર——નામવર શાહ તુંથી લડાઇમાં હવે નહીં જવાશે. જે સેતારે સન્યાસીએ મુરત જોયું હતું તે કેહેછે કે શાહના બદનમાંથી લોહી નીકળવા બાદ, જો શાહ પાછો લડાઇને મેદાન ઊતરે તો લડાઇમાં હીંદીઓની જરૂર હાર થાય.

શાહાલેસશાહ-કેવી જબરી મનાઇ! અરે મારા ગરીબ બાહાધર સીપાઇઓ! તેઓની દલેરી હું મારી નજરે નજર જોઇ શકતો નથી, એ કેટલું દુઃખદાયકછે. પણ જાવો દોડો તમારા સાથીઓને મદદ કરી શુરાતણ દેખાડો–જંગ મચાવો–હીંદનું નામ અમર કરો. હું ગમે એવું દુખ ખમવા શકતીવાન છું; મગર મારી પ્યારી રઇએત તમારૂં જે મને લાગેછે તે નહીં ખમાઇ શકાયે એવુંછે.

[સીપાઇઓ જાયછે. બુઢો અને છોકરો બાહાર આવેછે]

બુઢો—હું કોઇ કમનસીબથી આજેજ થયલા માણસોનો અવાજ સાંભળુંછું. ફરીઆદનો પુકાર મારે કાંને પડેછે.

શાહાલેસશાહ——બુઢા હું એક એવો માણસ છું કે જેને આશાનો ફીરસ્તો છોડી ગયોછે.

બુઢો—મગર મને જણાવ કે શાહાલેમસશાહ હજુર જીવતોછે કે?

**શાહાલિસશાહ**——હા તે જીવતો છે.

**બુઢ્ઢો**—તારે નકી જાણ કે આશા હજુર તુંને છોડી ગઇ નથી. શાહા-લેમશાહ પોતાની નીચમાં નીચ રઇએતનું પણ રક્ષણ કરનારો છે.

**શાહાલિસશાહ**—અને શાહાલિમશાહનું રક્ષણ કોણ કરશે?

**બુઢ્ઢો**—અમર્ગ આકાશી શકતાઓ, જેઓ અદલ લોકોને બચાવેછે તે શાહને બચાવશે. આપણા શાહની નેકીઓ એવીછે કે તેની કુલે રઇ-એતનો ખરો પ્યાર, અને ખુદાનો આસરો હરપળ તેને માટે ત્યારછે.

**શાહાલિસશાહ**—[ મનમાં ] ઓ સાહેબ હું કેવો પાપીછું. હું નાં સબર નાચીજ મારા કમબખ્તોને સારૂં હમણાજ કેવી સખ્ત ફરીઆદ ક-રતો હતો. ઓ ખાવીંદ કેવા કરામત ભરેલાં તારાં કામોછે! આ વેળા મારી જીંદગી જે હું કડવામાં કડવી ધારતો હતો તેમાં તેં મીઠાસ ભર યા શરબતનાં કતરા રેડયાછે. અને તે કતરા શું છે? મારી વાહાલી રઇએતનો મુંજ તરફ સ્વચ્છ પ્યાર.

**છોકરો**—એ મોટા બાવા! ઓ બેગાના મરદ! જો જો પેલા મુદ-ઇઓ કેવા ઝનુનથી આપણી તરફ ધસડાઇ આવેછે.

**શાહાલિસશાહ**——હા એ ખરા મુદઇઓજછે. અફસોસ હું શાહ જેવો શાહ એક કંગાલ બીચારાની માફક નાસ ભાગમાં પડયોછું. મારી બાદશાહી જીંદગીનો છુટકારો કરવા મારી પાસ હાલ એક તલવાર પણ નથી.

{ શાહ નાહાસેછે. ખુનખાર, અબદલા અને બીજા તુરકી સીપાઇઓ દાખલ થાયછે }

**ખુનખાર**—વાઊવા! આપણી આશા પાર પડી. એજ શાહ પોતે હું એને સારી રવેસે પીછાણુંછું. પકડો, પકડો.

**અબદલા**—ચાલો ચાલો તારે આપણે હાથ આવેલું બાજ લઇ ચા-સો. હીંદી ફોજથી દુર રાહ લેજો. વાઊવા અરબી આપણી ફતેહ તો આ બેમુલ શીકારમાં થઈ ચુકીછે.

[શાહને પકડીને તુરકી સીપાઇઓ લઈ જાયછે]

**બુઢ્ઢો**—મારો પોતાનો શાહ મુદઈઓને હાથ પકડાયો! અરે હું કેવો કંગાળ માણસ! અરે મારા પોતાનાં શાહને જોવાની મને સકતી નથી. બેટા તું મને પેલા કરપીણ હજુર કેમ નહીં લઇ ગયો કે મારી આંધળી આંખે પણ તેઓને દેખાડી દેતે.

**છોકરો**——બાવા આપણા બધા સીપાઇઓ બચાવને સારૂં હયાં ના-સી આવેછે.

બુઢ્ઢા—નહીં નહીં બેટા, તેઓ પોતાના શાહનો છુટકારો કરવા જતા હશે. તેઓ તેને આવી હાલતમાં કદી પણ છોડી નહીં જાય.

[હીંદના સીપાઇઓ તથા અમલદારો નાહસતા દાખલ થાયછે.]

એક સરદાર—હું હુકમ કરૂંછું કે ઊભા રેહો. કાંહાં નાસો છો ? સબુર, બાહાધરજંગ તમોને બોલાવે છે.

એક અમલદાર—દુસ્મનોનાં ભયંકાર આગના યંત્રો સામે હમો લડવા નાચાર છઇએ.

બાહુધરજંગ—સબર હીચકારાઓ ! લયાનતીઓ સબર !

બનાવસ અબ ઘડી તમો બુરાની ખુની કબર.
બીહોછો નીચ મોત ! બીહોછો નાચીજ મુદઇ ?
સુઆ તમો સીપાહો ! લાયકછો કરવા ભવઇ.
શરમ અને હીનપરસ્તીની, શું ખોઇ પીછાણ ?
કે હીચકારાપણે શોધોછો, બચાવનું મકાન.
કસમછે મારી દલેરીનાં, કે લેવશ તંમ જાન,
જો જોવશ અબઘડી, તમમાં ભયની નીશાન.
બેહેતર કે ભોંકો, આ સમશેર ખુનખાર—
મુજ તનમાં, બુરોછે તમારી નાલેસીનો માર.
ફોડો આ આંખો, કે ન જોઉં હીચકારા સીપાહ,
જઇ મળુ મારા મોતને, કાંહાંછે શાહાલેમશાહ ?

એક સરદાર—શાહ દુસ્મનોનાં હાથમાં પકડાયો ગયોછે. તેઓ તેની આસપાસ ફરીવળી ફત્તેનાં પુકાર સાથ તેને પોતાણી છાવણીમાં ખેંચી લઇ જાયછે.

બાહુધરજંગ—શાહ બંદીવાન ! દુસ્મનો તેને ખેંચી જાયછે ? અને તમો બેશરમો, તમો બેવફા હીચકારાઓ થંડે પેટે તે જોયા કરોછો ? જુઓ જુઓ નફતો તમારો જાહોજલાલ શાહ—તમારો માયાલુ પીતા મુદઇઓનાં હાથમા ખેંચાયો જાયછે, અને તમો નીચ, પોતાણી જીંદગી વાહાલી ગણી નાહાસોછો; હેફછે તમારાં નામ ઉપર !

બુઢ્ઢા—હજારો હજાર આસીરવાદ ઉતરજો તુંજ સરપર એ જંગી બાહાધરજંગ ! અફસોસછે કે તારો વફાદાર ચેહરો, તારો નુરમંદ દેખાવ જોવા હું અસકતછું. વધારે અફસોસ એછે કે જે હીચકારાઓ, જે મુજીઓ તું બાહાધરની પાછળ પોતાનાં ખુદા સમાન શાહને છોડવવા દોડતા નથી, તેઓના મોહોડાં જોઇ તે ઉપર થુકવા પણ હું અસકતછું.

બાહાધરજંગ—મુદઇઓનાં ગગડાટથી પાછા હટોછો! અને આ જખુન થપેકો વગર આપકીએ સાંભળીયા કરોછો? અરે આ આંધલા સુરા સીપાઇનાં બદનમાં જે વફાદાર લોહી દોડેછે, તેનું એકજ ટીપું તમારામાં હોય તો—જો તમો મને હાલ છોડી જશો તો કયામતની હીનપસ્તી તમારે કપાલે ચોહોટશે. જાવો હીચકારાઓ છોડી જાવો, હું એકલોજ જાઉછું—એકલો મારા શાહના છુટકારા સારૂં દોડુંછું. ફીરતીનાં નેસાર સાથ એકલો મારા શાહની બાજુએ લડશ અને મરશ. [જાયછે]

**સરદાર, અમલદાર તથા સીપાઈઓ**—[ઉસકેરાઇ] બાહાધરજંગ હમો તારી પાછળ આવવા તૈયાર છઇએ.

{બાહાધરજંગ દોડી જાયછે તેની પાછળ સરદારો, અમલદારો, અને સીપાઇઓ દોડી જાયછે.}

**બુઢ્ઢો**—એ દેવતાઇ બાહાધરજંગ! ઓ નુરમંદ આફતાબ તારી તેજ વીજલીનાં પટકા મારા સુરા બાહાધરજંગની મદદે મોકલી દે! બેટા ચાલ જલદી કોઇ ઉંચી જગા ઉપર ચહડી જા, અને જો કે લડાઇનાં મેદાનનો હવે કેવો દીગામછે?

**છોકરો**—હું આ ખડકપર થઇ પેલા ઝાડ ઊપર ચહડી સકશ. [ચહડેછે] ઓ હવે હું બરોબર જોઉછું—હા! મોટા બાવા પેલા તુરકીઓ નાહાસેછે.

**બુઢ્ઢો**—અને બાહાધરજંગ તેઓની પાછલ લાગોછે નહીં વારૂં?

**છોકરો**—હા-હા, તે શીહની માફક દોડેછે. હા! કેવો તે મારેછે, કાપેછે, કેવાં જબરાં પગલાં ભરેછે. અરે વળી પેલો—પેલો બેગાનો સખ્સ એની સાથેનો સાથેજછે.

**બુઢ્ઢો**—શાહને તું જોઇ શકેછે કે?

**છોકરો**—અરે બાહાધરજંગ શાહની બાજુએજછે. અને બાહાધરજંગની સમશેર વીજલીની મીસાલ ચમકે છે.

**બુઢ્ઢો**—[પુકાર મારી] બાહાધરજંગ જીવતો રેહેજે! સદા જીવતો રેહેજે!! માર બસ માર! કાપ દોસ્ત કાપ, જેમ કપાએ તેમ કાપ! એ નાપાક ખવીસોનું નામ નોસાનજ આ નીરદોશ જમીનમાંથી ડુબાડી મુક.

**છોકરો**—(અંદર જોઇને) મોટા બાવા—મોટા બાવા! હવે હું બરાબર જોઉછું. તુરકીઓ જીવ લઇને નાહાસેછે. હા! શાહ—શાહ! અરે શાહ બાહાધરજંગને બગલગીરી કરેછે.

[રણશીગડાનો, અને ફત્તેનો ખુશ અવાજ સંભલાયછે]

**બુઢ્ઢો**—[ગુઠણ મંડોએ પડી] ઓ કીરતાર! ઓ જીંનત બખ્સ! તારો ઊપકાર તે આ વખતે શી રીતે માનું. મારૂં બુઢ્ઢું આંગ ખુશહાલીનાં

જોસથી જવાન બની ગયુંછે. [છોકરાને] પ્યારા બેટા જલદી નીચે ઉતરી મારી હજુર આવ કે તુંને ખુશી ભરયો એક બોસો લેઉ. આવ જલદી મારામાં તાબીશ હમ્મા તાકાત રહી નથી. [છોકરો નીચે આવેછે.]

છોકરો--બાવા મને મદદ કરવા દેવો, તમો ધ્રુજોછો.

બુઢો--બેટા એ ધ્રુજરી ખુશહાલીની છે.

[શાહલેસશાહ બાહાધરજંગ અને હીંદી સીપાઇઓ દાખલ થાયછે.]

શાહાલેસશાહ--તારા બાદશાહની જીંદગી બચાવનાર એ જંગી દલેર! મારી તમામ રઇએત તરફથી આ આભારની નીશાન કબુલ કર. [હીરાનો ચાન ભેટ આપેછે.] મારાં સ્વચ્છ અને ગરમ આંસુઓ હાલ એ હીરાઓ ઉપર પડેછે, તેથી તેઓનો ચળકાટ ઘડીભર ઓછો થશે; મગર આ ભેટની કીમતમાં જરાબી ઘટાડો થનાર નથી.

બાહાધરજંગ--મારા નહીં, મગર ખોદાનાં દસ્તે મારા શાહને બચાવયોછે.

[હીંદનાં સીપાઇઓ અને સરદારો દાખલ થાયછે.]

બાહાધરજંગ--સરદારો કમરચેહેરની કેવી ખબર?

એક અમલદાર--આપણી ફોજમાં પેહેલ વેહેલો જે ભંગ પડયો તે કમરચેહેરે પોતાની દલેરી અને બાહોશીથી પાછો પુરી નાખ્યો. મગર મને દલગીરી સાથ જાહેર કરવું પડેછે કે, કમરચેહેરનો ટોટો આપણને બારીછે.

બાહાધરજંગ--[ગભરાઇ] શું તારે કમરચેહેર મારયો ગયો?

એક સીપાઈ--મેં તેને જમીન દોસ્ત થતાં જોયો છે.

બીજો સીપાઈ--હું ખાતરીથી કહુછું કે જમીન ઉપરથી તે પાછો ઉઠયો હતો. જેવો તે ઉઠયો તેવોજ મુદઇઓએ તેને ઘેરી લીધો, અને તેના હથીઆરો ઊતારી લીધાં.

શાહાલેસશાહ--અરે આ ફત્તે! મગર બેશુમાર મોંઘી ફત્તે!!

બાહાધરજંગ--અરે રૂપવંતી આ ખબર તુંને કેહેવાની કોણ હીમત કરશે!

શાહાલેસશાહ--બાહાધરજંગ, આપણો બેમુલ દોસ્ત આપણે ખોયો, મગર આપણું વાહલુ વતન બચાવ્યું. ફત્તેહ ને માટે આપણી રઇએતનો જે જાહેર હકછે, તેની હજુર આપણી ખાનગી દલગીરીને તાબે થવું જોઇએ. ચાલો રફીકો આપણી પેહેલી ફરજ તો એછે કે તે સાહેબનો આભાર માનવો. બીજી ફરજ એછે કે જેઓએ પોતાના વાહાલા ખાવીંદ અને બા-

હોશ બેઠા આયાછે, જેઓએ પોતાના પીતા અને ભાઇઓનો ભોગ આ-પયોછે, તેઓને પુરતો દીલાસો આપવો.

(રણશીગડું વાગેછે અને સર્વે જાયછે.)



## અંક બીજો—દેખાવ ત્રીજો.

### દેખાવ—એક બાગ.

[તોપનખાન માશુકની તારીફમાં ગાયન ગાયછે]

### હોરી.

(ફાગન કે દીન ચેઆર—રાહ)

લણપુટી બોસો એક આપી, ને જા તું છબેલી,
ધુંડેછે તારો દીલબર.—ટેક.
કોળીછે કાંનીછે, નાખ વનાનીછે,
ખુશબોમાં છે રે ગતર—લણ પુટી૦
કંમરે ખુંદીછે, બસરાઈ દુંખીછે,
દોંગી દોંગી છે જબર—ત્રણ પુટી૦
વાંકીછે ટીકીછે, લખવાખી સીખીછે,
તાલે મારા શીકંનદર.—ત્રણ પુટી૦
પોહોરીછે, ચોહોરીછે, મારી ગોરીછે,
ખાંડીમાં કમી તલ ભર—લણ પુટી૦

[થોકનખાન ધ્રુજતો અને કમકમતો દાખલ થાયછે]

**થોકનખાન**—[ચીરમાં] એઇ તું કોણછે? શેહેતાનછે, શેહેતાનનો નખીરોછે, શેહેતાનનો પુંજારો છે, યા શેહેતાનનો મેજબાનછે.

**તોપનખાન**—કેમ રે અપઠ, મેજબાનને હાથની મેજબાની ખાવાની મરજી થઇછે કે શું? તારી જબામાં કાંતો યા સોએ કંઇ નરેછે કે નહીં.

**થોકનખાન**—તો પલીદનાં જનેલા, હઇઆં મેદાનમાં બધાનુ સત્યાનાસ વળી ગયું, મારો કમર ગયો, અને તું બાગમાં બેસી રાગરા શાંના કાહાડેછે? બચ્યા તુંને શું છે, તુંને તો ઘી કેરાંછે.

**તોપનખાન**—કમર ગયો! શું કમર તારો શેઠ? આવો ખુબરૂ આવો ભલો! આવો ભોળો! આવો દયાલું લડાઇમાં મારયો ગયો?

થોકનખાન—લડાઇમાં મરી ગયો હતે તો કીરતીની ગોરમાં સુતે, પણ આઓ તો તું એબલીસનાં રએવાલ પેલા જાલેમ એબલીસનાં હાથમાં કેદ પકડાયોછે તેથી રીબાવી રીબાવીને તેને મારશે.

તોપનખાન—એમ કે? ચાલ બોલ તારા શેઠને હું છોડવું તો તુ શું આપશે?

થોકનખાન—કમરને તું છોડવે? ઓ દોસ્ત ત્યારે તો તું જે માગે તે આપું—દોલત આપું—દુનીઆ આપું—જાન આપું—માલ આપું—મતા આપું—ધંન આપું—મંન આપું—તંન આપું—જીંદગી આપું—મારૂં લોહી આપું—મારો પ્યાર આપું—મારી મોહોબત આપું—માયા આપું—એખલાસ આપું—અમન આપું—ચમન આપું—ગમન આપું—જનમ આપું—

તોપનખાન—[થોકનખાનનું મોહોડું પકડી] અરે સબર સબર જનમ આપતાં મરણ આપી દેશે તો કાંહાં પંચાતી, મને કંઇ જોઇતુ નથી. મને તો બસ માશુક જોઇએછે. [થોકનખાન ચોકેછે] ગભરાના, હું તારી માશુક નથી માગતો. અરે યાર શું કહું તે એક ચીજછે. તે મારી ઉપર ફીદા ફીદા ને બસ ફીદાછે; વાસ્તે તારી ઊમદા સલાહ માગુંછું કે તેની સાથ પરણું કે નહીં.

થોકનખાન—વળી તેં ધર પુછડાં વગરની વાત કીધી. બરોબર કે હે તે કોણ છે—કેવીછે—કાંહાંછે—કોણના તાબામાંછે—કેટલાં વરસનીછે? કનીઆછે—વીધવા છે યા માતાછે—મમાઇછે-બપાઈ છે—ફુઇછે—કાકીછે—સાસુછે યા સારીછે?

તોપનખાન—તારૂં કપાળછે. મારા આંતરડામાં ચુથારો થાયછે, અને તું ખાને ખરાબને મશકેરી સુજેછે.

ઠોકનખાન—દોસ્ત માશુકની વાત આવે ત્યાં મસકેરી પેહેલી. માશુકી મોહોબત મસકેરીમાંજ સમાયલીછે. હમણા તારી માશુક જાણે તુને કેહે કે મારી જુતી સાફ કર તો તે ખરેખર નહી જો દોસ્ત, એવી મસકેરી કરી તારાપર તે વધુ માયા બતાવે.

તોપનખાન—હેં હેં તું તો બરો ખબરદાર આશક મળયો. ચાલ વારૂં સુધ રાખી સાંભળ. એક નારછે, જબરી વફાદારછે, મગર ફરેબદારછે. પણ સુગંધી અપાર છે.

ઠોકનખાન—ફરેબદાર! શું ફરેબ બકરીછે કે મેંઢી? સુગંધી ગુલાબનું ફુલછે યા ગામની ગટરછે.

તોપનખાન—અરે દોસ્ત શું કહુ! મારા શેઠનાં બબરચીઓનાની બબરચનછે. મગર ગરબીથી ભરપુર તેનું તનછે. હા ચરબી તો ચરબી કે પાર વીનાની ચરબી. મારૂં હરપલ મ ન થાયછે કે તેના બદનની ચરબી સળગાવી દેઉ, અને તેની જે રોશની પડે તેની મદદથી ઊભી પુછડીએ તેના ઘરેબમાંથી નાહાસું—ફુ-ફુ-ફુ-ફુ-ફુ—

ઠોકનખાન—અરે શું થયું! એકાએક શું થયું. તેણીની ચરબી તારા નાકમાં આવીને ભરાઇ કે?

તોપનખાન—ફુ—ફુ—ઓ તેના કપરાં-ફુ. અરે તેના કપડાં ઘી તેલ અને ચરબીમાં એવાતો તડબોર કે અતરનો સ્વાસ તેની નજદીકથી નાહાસે. શીઆળાનાં દાહાડામાં રોજ તાપણું કરીએ તોબી તેનાં ચોથડાં બલે નહીં.

ઠોકનખાન—વારે દોસ્ત તારે તો એ પરણી આવી સામી મોટી દોલત લાવશે. લાકડાં બાલવાની ગરજતો તુંને પડશેજ નહીં.

તોપનખાન—અરે જો તે મરી જાએ, અને દાતવાને બદલે તેને બાલી હોય તો એક મહીનો સુધી તે બલીઆ કરે એટલો તેનામાં ચીકાસછે.

ઠોકનખાન—તેની પાસ ચીકાસછે તો ઘડપણમાં તુંને ઘણો કામ આવશે.

તોપનખાન—કેમ છેકજ બેહેકીઓ કે—

ઠોકનખાન—અરે ચીકાસ એટલે શું સમજીઓ? અરે રફાર ચીકાસ એટલે પઇસા—ઘડપણમાં તે તુંને ઘણાં કામ આવશે.

તોપનખાન—તેનાં બદનપર ફક્ત ચીકાસ એટલોછે કે જનમ સુધી મને ઘી તેલ તો લેવુંજ નહીં પડે. તે સાથે માસનાં ઢગલાને ઢગલા તેનાં શરીર ઊપર છે.

ઠોકનખાન—અરર તારે તો ખાટકીઓની રોજી ઊંધી વળશે.

તોપનખાન—પણ એ મારી ઘરબે મેંઢોં કોઇથી પકડાયજ નહીં એવીછે.

ઠોકનખાન—આસી જાડી અને દોડવે એટલી તેજછે?

તોપનખાન—અરે તેજ શાની મુઇછે. બસ પકડીએ પકડીએ ને પકડાયજ નહી. આપણા હાથજ સરી જાય.

ઠોકનખાન—અરે દોસ્ત તું કેવો ભાગશાળી! એવી તારી બઇરી

થાય તો પછી કોઇબી તેની નીતી ઉપર અલાપ લેવામાં પ્રાવશે, એવી તારી ધાસ્તીતો જતીજ રહી. વારૂં તેણીનો ચેહેરો કેવોછે ?

તોપનખાન—આહા ચેહેરો! એબલીસની બેહેન દાકણના ચેહેરા કરતાં તો જરા ઠીક ઊતરે. અરે પણ તે ખુશનુમાં ચેહેરા ઉપર પરસીનાનાં ચલકતાં મોતીઓનો કંઇ વધાવ થાયછે દોસ્ત કંઇ વધાવ! અને જારે તે મોતીઓ નીચે જમીન ઉપર ખરી પડેછે ત્યારે એક એવો તલાવ બનેછે કે તેમાં તું અને હું ડુબી જઇએ તોપણ થાગ નહી લાગે.

ઢોકનખાન—બા તારી માશુકનો પરસેવો તુંને મુબારક મને કાહાં વચે ખેંચેછે. મગર તેમા શું છે? એ કંઇ તેણીની ખામી નહીં. તેનું મોહોડું સાર પાણીથી ધોઈ નાખશે તો પછી જાણે જેવી ચલકતી આરસી જોઇ લેવી.

તોપનખાન—[ચોંકી] ઓ બાપ રે પાણીએ ધોઇ નાખીએ! અરે ગંગા અને જમના નદીમાં રેલ આવે, અને તે સારી રેલનાં પાણીએ તેનું મોહોડું ધોઇએ તોબી પસીનો જાએ નહીં.

ઢોકનખાન—તે તુંને જોવાનું છે. વારૂં તેનું નામ શું ?

તોપનખાન—નામ ત્રણ ફુટી.

ઢોકનખાન—ત્રણ ફુટી ? વારે ત્રણ ફુટનો તો એક વાર થાય. દોસ્ત તારી રીતમાં આએ તુને બીજી બેમુળ બક્ષીસ. તુંને વારની ગરજજ નહીં પડશે. કંઇ કપરૂં ભરવું હોય તો તારી બઇરીની લંબાઇ પોહોલાઇએ ભરી લેવુ હો. વારૂં તેણીનો આકાર કેવોછે ?

તોપનખાન—[બિધડક હસી પડી] આકાર—આકાર—હા! આકાર તો માંથાથી તે પગ સુધી તપાસુછું તો ગોળ. એક કેડથી બીજી કેડ સુધી તપાસુછું તો ગોળ. જાંહાં જોઊછું તાહાં જાણે પૃથ્વીનો એક ગોળો.

ઢોકનખાન—અરે વારે જાની, તારે તો તુને દુનીઆની મુસાફરી કરવી નહીં પડશે. જે દેશ જોવા માગશે તે હાજર.

તોપનખાન-ઘણાં ખરાં દેશો તો એ ગોળા પર હું જોઇ વળયોછું.

ઢોકનખાન—વારૂં હીંદુસ્થાન તેના બદનના કયા ભાગ ઉપરછે ?

તોપનખાન—તેના બંને હાથમાં. તે મેં એમ પારખ્યું કે બધો જાત જાતનો મસાલો જેને માટે હીંદુસ્થાન પ્રખ્યાતછે તે તેણીના હાથોમાં જારે જોઊં તારે.

ઢોકનખાન—વારૂં જાફરાબાદ કાંહાંછે ?

**તોપનખાન**—તેના કપાલ ઉપર. તે મેં એવી રીતે પારખ્યું કે બધું ઘી ઘી ને ઘી તેમાંથી રાતને દાહાડો તપકેછે, અને જયારે મારી માશુક તડકામાં ઊભી રહેછે ત્યારે તે ઘી એટલું તો તપેછે કે ખલખલ થાયછે, અને જો તે ઊપર ઇંડું ભાજીઉ હોય તો ઇડાનો પોરો થઇ રેહે.

**ઠોકનખાન**—વારે ભાયગશાળી આશક! વારૂં માથેરાન કાંહાંછે! માથેરાન?

**તોપનખાન**—તેણીના નાક ઊપર. મેં તે એમ પારખ્યું કે તેનું નાક ટેકડી મીસાલ તેના મોહોડાંની સપાટી ઊપર નીકળો આવ્યુંછે. તે સાથ બધું લાલ લાલ; અને જેમ માથેરાનમાં લાલ માટીછે તેમ તપકીરનાં ઢગલે ઢગલાં તેણીનાં નાક પર લાલ લાલ ચલકેછે.

**ઠોકનખાન**—બા તું જબરો. સીતલ હવાની તથા તપકીરનીબી તુંને હવે ગરજ રેહેશે નહીં. વારૂં મોરીસનુ ટાપુ જોયુંતુ કે?

**તોપનખાન**—તેના બને હોટ ઉપર. કારણ જારે જોઊ તારે ખાન ખાન અને ખાનનાં ઢગ તેણીના મોહોડામાં, અને હોટ તેથી ખરડાયલાને ખરડાયલા.

**ઠોકનખાન**—દોસ્ત એવી બઈરીતો નીહાલ કરી નાખે. બધો ઘર માડવાનો સામનજ સાથે લેતી આવેછે.

**તોપનખાન**—અને જારે માગો ત્યારે તૈયાર.

**ઠોકનખાન**—વારૂં ખંડાલુ કાંહાંછે?

**તોપનખાન**—તેના માથાં ઊપર. તેના બાલની એવી ગીચ ઝાડીઓછે કે ખંડાલાની ઝાડીઓને વીસરાવે. તે સાથ વાઘ જેમ ખંડાલાની ઝાડીઓમાથી ડોકીઆં કરેછે, તેમ આવી આવી "જુ" તેણીના બાલમાંથી ડોકીઆં કરેછે.

[રણશીગડું વાગેછે ને તોપનખાન ધ્રુજેછે]

**તોપનખાન**—ઓ વલી રંગમાં ભંગ આએ શું પીડા!

**ઠોકનખાન**—નાહાસ નાહાસ હમારૂં લસ્કર ફતેની કીરીઆ સારૂ આગુ થયુંછે. [જવા માગેછે]

**તોપનખાન**—પણ મારી માશુકની વાતતો અધુરી રહી ગઇ—

**ઠોકનખાન**—[ઊતાવલમાં] બીજી વખત બીજી વખત.

**તોપનખાન**—તારે હું કબુલ કરૂં કે?

**ઠોકનખાન**—ધીરજથી હો ધીરજથી. [જતો રેહેછે.]

તોપનખાન—બીજી વખત! હીરજથી! વાહ! શું તારે એ મવલાની મારી માશુક સાથ સાદી કરી જવાની મરજી થયછે કે કેમ? નહીં કદી નહીં. કદી એનાં હાથમાં જવા નહીં દેઉં. બોલો આવી માશુક કદી દુનીઆમાં મળશે? આવી માશુક! આવી માશુક!! આવી માશુક!!!

[વજનદારો વાગેછે તોપનખાન ઘભરાતમાં ધુજતો કાંપતો નાસેછે.]



## અંક ત્રીજો—દેખાવ પેહેલો.

### શાહાલેસશાહનો મેહેલ.

[મેહેલની આગલ એક મોટો ખોહલો ચોકછે. ચોકની વચમા વચ એક તખ્તછે તે ઉપર શાહાલેસશાહ લસ્કરી દમામમાં બેઠેલોછે. શાહની આસપાસ જવાન નારે શીનગાર કરી હાથમાં ફુલ લઈ ઊભીછે. સીપાહીઓ ગાતા ગાતા દુરથી આવેછે, તેની આગમજ સરદાર બાહાદરજંગ પોતાના દેશનો વાવટો લઈને ચાલેછે. જવાન નારી શીપાહીઓપર તથા શાહ, અને બાહાધરજંગ ઉપર ફુલોનો વધાવ ચલેપલ કરતી જાયછે.]

### ગાયન.

(O sing we now right merrily—એ રાહ.)

હા! ખાશ ખોદાની, એ બક્ષેશ ગનાઇ,
ને દેશનો બચાવ, એ ખરી હરીફાઇ;
હીંમત: એ પાઃમી જશ.

વ્હાલુ વ્હાલુ દેશ, વ્હાલી હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
વ્હાલી હમારી, વ્હાલી હીંદ શર જમીન. } કોરસ.

રે દેશની પ્રકાશી, રહી બહુ જહલે,
ને જંગીઓનાં જોરથી, આકાશની હલે;
જાલેમજોર પાંમેઓ શીઃકસ્ત.

વ્હાલુ વ્હાલુ દેશ, વ્હાલી હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
વ્હાલી હમારી, વ્હાલી હીંદ શર જમીન. } કોરસ.

રે બચ્ચાંને બાળાં, ને દીલકશ નાર,
આરતો { જીઓ જીઓ બેટા, ભાઇ ભરથાર;
રબ મેલ:વયાં બશ !

વ્હાલું વ્હાલું દેશ, વ્હાલી હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
વ્હાલી હમારી, વ્હાલી હીંદ શર જમીન. } કોરસ.

રે દેશની આબાદી, કર તું રબ,
ને ટાલ તું હવેથી, ગંમને ગજબ;
વરસાવજે રેહેમ રેહેમ.

વ્હાલુ વ્હાલુ દેશ, વ્હારી હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
હીંદ શર જમીન,
વ્હાલી હમારી, વ્હાલી હીંદ શર જમીન } કોરસ.

{ સીપાઇઓ ગાયા રેહેવા બાદ જવાન નારી
ગુઠણમંડીએ બેસી ખોદાની બકતી કરેછે. }

## ઠુમરી—જીલ્લા.

(પીયા કે ચીલબંન પીતમ પીઆરે, ચીતમન લાગીએ તારારે—રાહ)

તુંઈ તુંઇ તુંઈ તુંઇ, શીરજનહારા;
ચીત મન લાગીએ તારે રે—ટેક.
બાનું બાબ સઊ હરાંમ કરીને, જીક્રર કરતાં ભારે રે;
બર બાવીંદ ને બેટા બંચાવે, જંગ મુશીબત તાળે રે—તુંઇ૦
અરજ હમારી માણી સ્વામી, જોયાં ખુશ દીદા રે;
(મરદો)—ફત્તે ફત્તે ફત્તે અવાજો, શુર સીપાઓ કાહારે રે—તુંઇ૦
ગુલ છરીઆં ફૂંકે ફુલ દરીઆં, હીત પ્રીતને લારે રે;
કમરચેહેર પર મેહેર વરશજો, વળો આશીરવાદ હમારા રે—તુંઇ૦

**શાહાલેસશાહ**—નેક બખ્ત નારો! ખોદા તમારી પવીતર દામન સલામત રાખે. ખોદા તમોને તમારા ખાવીંદ, બેટા, બાપ, અને ભાઇઓને જંગનાં મેદાનમાં દલેરીથી જીપલાલવા સારૂં ઊલટથી ઊસ્કેરાવાની સકતી બખશે! શુરા મારા સીપાઇઓ! સાહેબ તમારા વ્હલા વતનને કાજ તમારા પીલતન બદનમાં દલેર લોહી વેહેતું રાખે, અને હીચકારાપણાનુ નેહેસ્ત કદમ તમારી છાતીમાંથી નાબુદ કરે.

**સીપાઇઓ**—જુગ જુગ જીવજો ગરીબોની પરવરેસી કરનાર, અદના અને આળાની દાદને ચાહાનાર નેકબખ્ત શાહાલેસશાહ !!

{રૂપવંતી પોતાના બાલક સાથ ગોલી જેવી દાખલ થાયછે. અ-
ધીરાઇથી સીપાહીઓનાં ટોલામાં પોતાના ખાવીંદને શોધેછે
અને બાહાદરજંગ આગલ જાયછે.}

રૂપવંતી— કહાંછે કમરચેહેર! બોલરે મારા માળેક કમર કહાંછે?

{બાહાદરજંગ ફીકો પડી પોતાનું મોહોડું નીચું કરેછે.
રૂપવંતી પોતાના પદર આગલ ગુહણમંડીએ પડેછે.}

રૂપવંતી—ઓ દયાલુ પીતા! ઓ શાહ અદલ! આપ મને મારો ખાવીંદ. અરે પાછો બખશ આ ગરીબ બાળકને તેનો પદર.

શાહાલેસરશાહ—બેટી હું બેશુમાર ગંમ ભરયો છું કે કમર હીઆં નથી.

રૂપવંતી—મગર તે હઇઆં તરત આવી પોહોચશે, એવી આશા તેં રાખી હતી કે નહીં?

શાહાલેસરશાહ—બેહદ અધીરાઇથી મેં તેની આશા રાખી હતી.

રૂપવંતી—(અધીરાઇથી) તારે તે કાંહાંછે? બોલ બોલ શાહ, તે મરી તો નથી ગયો?

શાહાલેસરશાહ—નહીં નહીં ખોદા હમારી આજોજી ભરી બંદગી ઊપર ધયાંન પોહોચાડશે.

રૂપવંતી—[નીરાસ થઇ] બાપ, શાહ, બોલી દે—મારો ખાવીંદ ત્યારે ગયો કે? ઓ આખર ગયો કે?

શાહાલેસરશાહ—તે જીવેછે. મારા હઇડાંમાં જીવેછે.

રૂપવંતી—[ચીચારી પાડી] મને નાં રીબાવ, મને કાંટા નાં ભોક. બોલીદે કે આખર આ બાળક બાપ વીનાનૂ થયું.

શાહલેસરશાહ—પ્યારામાં પ્યારી મારી બેટી, જે થોડી ઘણીખી આશાછે તે એવી નીરાસીથી ઉરાડી નાં દે.

રૂપવંતી—[દીવાની બની] ઊરાડી ના દે! થોડી આશા! હા આશા! થોડી આશા? બાહાદરજંગ બોલ તું બોલ. તું તો હમેશાં સચાઇનો સાથીછે અરે તું ખરેખરૂં બોલીદે.

બાહાદરજંગ—(દીલગીરીથી) કમરચેહર જડતો નથી—

રૂપવંતી—જડતો નથી! એટલે શું? બાહાદરજંગ અરે તુંખી ખરૂં નહીં કેહેતો કે? અરે આ ગજબ ભરયો ગગડાટ દુરથી મને સાંભળવા ના દેવો. આકાસી વીજલીનાં ગોળા એકદમ મારા શર ઊપર ફૂંકી મારૂં ભેજું બાલી નાખો. તે જડતો નથી! ઓ એવું બેઢંગ નાં બોલ એકદમ કહીદે કે તે મુઓ—મુઓ.

બાહાધરજંગ—ત્યારે શું હાથે કરી તું મને જુઠું બોલાવેછે?

રૂપવંતી—જુઠું! ઓ ત્યારે તો તારા ઊપર હજારો હજાર આસીરવાદ—અરે પણ આ ધભરાટ, આ નં ગસી, આ બેખબરીમાંથી મને બાહાર કાહાડ. ઓ મારા નીરદોશ બાળક, તારા બંને હાથ આકાશ તરફ ઊભા કર. અરે કદાચ તારૂં બેધુનાહપણું મારા આ નહીં ખમાય એવાં દુખો કરતાં આપણી દાદ સાહેબની દરગાહે જલદી પોંહોચાડશે.

બાહાધરજગ—કમરચેહેર કેદ પકડાયોછે.

રૂપવંતી—બંદીવાન! તુરકાઓના હાથે!! જાલેમજોરના પંજામાં! અરે ત્યારેતો તે મુઓ મુઓ બચીતજ મુઓ!

શાહાલેસશાહ—સારાંની વકી રાખ. આ દેશનો મારો મોટામાં મોટા ગંજ મુદઇઓને આપી હું કમરચેહરનો છુટકારો મેળવશ. મારા એલચીને એવી દરખાસ્ત સાથ તુરત હું દુસ્મનોની છાવણીમાં રવાને કરૂંછું.

ઓરતો—કમરનાં છુટકારાને સારૂં હમારા જવાહેરો, હમારા હીરા મોતી, શોનાં, રૂપાં સર્વ માલ અસબાબ આપી દઇશું. જો જો રૂપવંતી આય જો. [ઓરતો પોતાના ગરેહના કાહાડી આપેછે.]

શાહાલેસશાહ—જો જો બેટી કમરના છુટકારાને સારૂં એઓ બધું આપી દેશે. ઓ સાહેબ આવી વફાદાર, આવી માયાળુ રઇએત તેં મને બક્ષી છે તેથી હું તારો કેવો આભારી છું!

રૂપવંતી—તારે મને એલચી સાથ જવાદો. દુસ્મનની છાવણીમાં મારો છુટકારો માગવા હું જાઉછું.

શાહલેસશાહ—રૂપવંતી જરા અંદેસો કર. તું ફકત બાહારી નથી મગર બચાંની માતાબીછે. તારી બેમુલ આબરૂ અને તારા બાળકની સલામતી, તારી હુલડ ચાલથી જોખમમાં નાં નાખ. એ ખુની મુદઇઓ જેવી તુંને જવાનીનાં બાહારમાં ખીલતી ખુબસુરતીનાં બાગમાં હસતી, અને નીરદોશપણામાં ખાલેસ જોશે ત્યારે કમરચેહેર ઊપર વધારે જુલંમ પાડશે. વધારે મજબુત જંજીરમાં તેને જીકરશે. તુંને જોઇ તારી સલામતીની ધાસ્તીમાં કમરનુ દીલ વધારે તુટી જશે, વાસ્તે આપણો એલચી પાછો આવે તાહાં સુધી થોભ.

રૂપવંતી—[અધીરાઇથી] એક પળખી નહીં. એલચી કોણ? તમો મને ઠગોછો. ઓ મારો ખાવીંદ, મારો માલેક, મારો સાહેબ ચાલી ગયો, હું ધુકુંછું તેની લાસને લડાઇનાં મેદાનમાં ધુકુંછું. જાઉછું તેની પાછળ કરૂંછું આ દુનીઆ તયાગ. મારા કમર—ઓ કમર—ઓ—ઓ—

[દીવાની થઇને જાયછે]

શાહ્લિસરશાહ--બાહાધરજંગ તું પાછલ દોડતો. રૂપવંતી અરધી ઘેલી થઇ ગઇછે. [બાહાધરજંગ દોડી જાયછે] મારી ભલી રઇઅત જો કમર પાછો નહીં પરશે તો મારા રોશન મેહેલમાં શીહાનું વાદળ ઉતરશે.

લોકો—ઓહ કમરને પાછો બક્ષસે! ઓહ મેહેરબાન થશે!

(પડદો પડેછે.)



## અંક ત્રીજો—દેખાવ બીજો.

### દેખાવ—લડાઇના મેદાનમાં મુરદાની લોકો પડેલીછે.

(કોઇનો હાથતો કોઇનો પંગ, કોઇનું ધરતો કોઇનું બદન કપાઇ લોહી લુહાન થઇ પડેલું છે. રૂપવંતી બાહાવરી બની કમરને સોધેછે, અને રૂડન કરેછે.)

### રેખતો—સીંધ ભેરવી.

(ઇશ્કોમેં તેરે કોહે ગમ, શેરપર લીઆ જો હો શોહો—રાહા)

ઢુંઢું ઢુંઢું કરૂં રૂદન, પ્યારા કમર પ્યારા કમર,
માહેતમ કરૂં અફશોસ ગમ, કાંહાંછે રે તારો દોર દમર.—ઢુંઢું૦
લોથ જોઇ સીપાવોની, નહીં દીશતી તારી સુરત,
જાની બનયો એ શું બનાવ, છુપાવી બેઠું શું અબર—ઢુંઢું૦
ગર શનમ મરવું હતું, જીવારી કાં આ બેખબર,
મારી મહને મરવું હતું, નહીં રેહેતે દેહેસત ડર—ઢુંઢું૦
લોહીની ધાર ચશમોમાંથી, કલેજામાં પડયા સુરાખ,
બોલી બોલાઉંચ મથી મથી, સજન કંઇ તો આ કદર—ઢુંઢું૦

રૂપવંતી—એ ખબર તું કાહાં પડયોછે ઓ જાન!
મુકી રખડતી મને મોતને દરમીઆન.
લશ્કરી જેબનાં એ મારા શૂરા સીપાહ!
મારી કેમ ન ગયો આ જીવ ગુમરાહ.
રૂપવંતી તારીનો સાંભળેછે કે પુકાર!
જખમો થયા કારી, બુરો મારો અવતાર.
ઘેર મારૂં નીરબળ, કંગાળ હું નાર,
રસ્તાએજ ઉઠાડી તજ્દુછું સંસાર.

[બાલકને] ઓ મારાં બાળક તારૂં શું થશે?

[દીવાની થઇ દોડેછે. બાહાધરજંગ દાખલ થઇ તેણીનો હાથ પકડેછે.]

બાહાધરજંગ—રૂપવંતી! ઓ રૂપવંતી! કોઇને ખાતર નહી તો આ બાળકને ખાતર તું--

રૂપવંતી—ઓ મારૂં બાળક—મારૂં બાળક—નીરદોશ જીવ બોલ બોલ હજુર તારો બાપ છે કે?

બાહાદરજંગ—રૂપવંતી જાંહાં સુધી બાહાદરજંગ જીવેછે તાંહાં સુધી કદીબી શું તારૂં બાળક બાપ વીનાનુ કેહેવાશે?

રૂપવંતી—અરે થોડા વખતમાં એ માણે વગરનું નહીં થશે કે? કમરનો જખમ કદીબી હું ખમસ કે? કદીબી તેની પાછલ મારાથી જીવાય કે?

બાહાદરજંગ—હા તુંને જીવવું પડશે, અને તેબી કમરના બચાંને ખાતર. રૂપવંતી જો કમરચેહેર ઊપર તારો ખરોજ ચાહ હતો તો તેનાં દોસ્તનું સાંભળ.

રૂપવંતી—મારી આળમનું બોલેલું સાંભળવા તુંતો ફરમાવશે બોલ કમરનો દોસ્ત નહીં કોણ હતો?

બાહાદરજંગ—છુટું પડતી વખતનાં તેના બોલો—

રૂપવંતી—તેના છેલ્લા બોલો, [ઘેલી થઇ જઇ] બોલ બોલ જલદી

બાહાદરજંગ—તે મને બે વીસ્વાસ ભરેલાં કાંમ સોંપી ગયોછે. એકતો તારાં બચાંને દેવાનાં આસીરવાદ, બીજું તો તુંને એક છેલ્લી અરજ.

રૂપવંતી—તેની છેલ્લી અરજ! ઓ તેની છેલ્લી અરજ! અરે બોલીદે બોલીદે.

બાહાદરજંગ—મારાથી છુટો પડતાં તે કહી ગયોછે કે "જો લડાઇમાં હું મરૂંતો મારી રૂપવંતીને તારી બાહારી કરવા, અને મારા બાળકનો બાપ થવા કબુલ થા." ઘણી રગજીગે મેં અંતે મારી સમશેરનો તેને કોલ આપીઓ, અને હમો છુટા પડયા. રૂપવંતી, ફકત આમે હું તેની છેલ્લી અરજ, ફરજ તરીકે જણાઉંછું. મારા તરફથી હું કસી એવી આશા રાખતોજ નથી, યા જરાબી દાવો કરતો નથી.

રૂપવંતી—[માથું પકડી] હા! શું મારી અકલ ગુમ થાયછે કે? ઓ મારા મગજમાં આતસી ભયંકાર જોસો! કમર! કમર! તું તારા નીરદોશ હઇડાંનો ભોગ થઇ પડયોછે. તું—તું—આવી છેલ્લી અરજ કરી જાય—અરે તારાં મોહોડામાંથી એવા હરફો નીકળે!

બાહાદરજંગ—રૂપવંતી! કેવો ધીક્કાર ભરેલો શક તું તારા મગજમાં ઊભો કરેછે.

રૂપવંતી—હા—હા, એ દેખીતુંછે. તેને સરયાંમ ફાંદામાં ફસાવીઓ. જે ઠેકાણે ખુનીઓનું ટોલું એકઠું મળેલું, જાંહાંથી માણસાઇ

શકતી સલામત આવવા નાચાર, તાંહાં તેને આંધળો બનાવી લઇ જવામાં આવ્યો, અને તે પડ્યો! ઓ તે પડ્યો! બાહાદરજંગ પાસે મદદ માગવા તેણે ફોકટની કલાપીટ કીધી. દુરથી તેં તેને મરતો જોયો, અને તું હસીઓ, તારાં જીગરમાં કરાર વલીઓ. તું તેને બચાવી સકતે અલબત તું ચાહાતે તો તેને જીવતો રાખી સકતે, મગર તેં તેને નહીં બચાવ્યો. નહી બચાવ્યો.

બાહાદરજંગ—ઓ નુરમંદ આફતાબ! તારી રોશની અંધાપાને, હરકતોને, અને દગાને અજવાલામાં લાવેછે! મેં આવા આવાની આશા રાખી હતી! એવાં કાંમને, એવાં શકને, એવા ધીક્કારને હું લાયકછું! રૂપવંતી બેહેતર કે આ સમશેર મારાં હઇડામાં ભોકી દે

રૂપવંતી—[તાણો મારી] નહીં તું જીવ, જીવ, પ્યારને ખાતર જીવ. જે પ્યાર તું શોધેછે તેને ખાતર જીવ. તારા દગાથી, અને તરકટથી મોતને સ્વાધીન થયલા તારા દોસ્તની લોહી લુહાન ગોરમાંથી જે પ્યારનાં મોહોર ફુટશે તેને સારૂં જીવ. પણ તું મારી હજુર કમરનાં છેલ્લા બોલો લાયોછે નહીં? તારે સાંભળ, મારાથી સાંભળ. આ બાળક તુંને પોતાને બાપ કરી કેહે. હું કંગાલ તુંને મારો ધણી કરી બોલાઉ, તેના આગમજ આ બચું મારી સુકાઇ ગયલી છાતીમાથી કાતેલ જેહેર કાહાડી પી જશે, તેની આગમજ હું મારા મુએલા ધણીની પડોસમાં પડેલા નીચમાં નીચ સીપાઇના ગોર સાથે જોડાવશ. સાંભળયા કે? એ મારા છેલ્લા બોલોછે.

બાહાદરજંગ—[લાલને પીળો બની] ઘેર ઇનસાફી—નહીં જોયલી ઘેર ઇનસાફી—નહીં સાંભળેલી ઘેરઇનસાફી. [ ગુસાથી ફેરા ખાયછે] નહીં તો મને તારો દોસ્ત કરી બોલાવ—તારો બચાવનાર કરી કેહે.

રૂપવંતી—[દીવાની થઇ] નીકળ તારૂં કાંઉ કર. ખોદા શીવા મારો કોઇ બચાવનાર નથી. એકવાર ફરીથી આ બાળકને મારા હાથમાં લઇ લડાઇનાં ખુનરેજીનાં મેદાનમાં જવશ. તાહાં દરએક મુડદુ ઉઠળ પાઠળ કરશ. તાહાં મારા હસ્તે ચેહેરેનાં કમરનો દેખાવ મોતના પાસાંમાં પડેલો શોધશ. જાહા સુધી મારી નેસોમાં મારૂં લોહી પાણી થઇ જશે તાહાં સુધી ભયંકાર મારી ચીચારીઓથી કમરનુ નામ પુકારશ. તેના તનમાં જીંદગીની બારીકમાં બારીક ચીનગારી રહી હશે, તો જરૂર તે મારો અવાજ પારખશે. તે પોતાની અરધી બંધ આંખ ખોળશે. તે માંરી તરફ જોશે, અને મને છેલ્લા આસીરવાદ દેશે. મગર તે તાહાં નથી મળયો તો મારા બાળક! આપણે તુરકીઓની છાવણીમાં જઇશું. તારો આ નીરદોશ ચેહેરો

હજારો તલવારોની હારમાંથી મારો રસ્તો ખોલ્લો કરશે. તેઓની માણસાઈ હેવાનનો નથીજ. એવું સખત હઈડું તેઓમાં કયુંછે કે એક બાળક પોતાનાં કેદી બાપને શોધવા નીકલે, એક ઓરત પોતાના લાડી લુહાન ખાવીંદની મદદે નીકલે, તેને તેઓ ઘાતકીપણે અટકાવશે, તેઓને પાછા હાંકી કાહાડશે. નહીં નહીં મારા બાળક જાહાં જસુ તાહાં આપણે સલામત રહેશું. ચાલ બેટા આપણે દોડીએ, અને તારા બાપને, તારા જંગી બાપને, તારા દયાલુ બાપને, તારા ગુલાબ બાપને શોધી લાવીએ.

[દોડી જાયછે.]

**બાહાધેરજંગ**—આ રૂપવંતી તારો નઝીબામાં નઝીબો હપેરો જો મને વાજબી લાગુ પડતો, દુનીઆમાં મારા જેવો કંગાળ બીજો કોઇજ નહી. મગર ધીરજ—સબુરી. રૂપવંતીની સલામતી મારે પેહલાં જોવાની છે. તારબાદ એણીની ખાતરી કરશ કે મને કેટલું મોટું દુખ આપ્યુંછે. કેવો મોટો ઘેર ઇનસાફ કીધોછે. [જાયછે.]



## અંક ત્રીજો—દેખાવ ત્રીજો.

### જાલેમજોરનો તંબુ.

[જાલેમજોર બેચેની અને ગુસ્સા ભરયા કોપથી ચાલતો દેખાયછે]

**જાલેમજોર**—નસીબ! બેઢંગ નસીબ! શું તારીજ વગર ઘડાની મરજી માફક તું ચાલશે? શું મારો નાસ, એ તારી મગરૂરીછે? શું મારૂં નબોદ એ તારી ખુશહાલીછે? તું ગમે તેવું સખત થા, મગર હું, પાછો હટનાર નથી. ગમે તેવું તું મારા ઉપર ઘાતકી થા, મગર હું નીચે પડું, અંતે કચડાઇ મરૂં તેની આગમજ એકજ હસતો દેખાવ મારા ઉપર ફેંકજે. અને એકજ વેર, એકજ વ્હાલું વેર, એકજ મીઠું વેર જે કમરચેહેરનું મોતછે તે વેરમાં મને ફતેહમંદી બખ્શ જે.

[મોહોબતેજાન દાખલ થાયછે.]

**જાલેમજોર**—એ કોણછે? કોણ અંદર દાખલ થવાની હીમત કરેછે? મારા પેહેરેગીરો શું આવી રીતે પોતાની ફરજ બજાવેછે કે?

**મોહોબતેજાન**—તારા પેહેરેગીરોએ પોતાથી બનતું કીધું; મગર જયારે હું તેઓને તાબે નહીં થઇ, ત્યારે મારી ઊપર જાસ્તી ચલાવી મને દુર રાખવા કરતાં તેઓની ખરી ફરજ શું હતી તે તેઓ સારી રીતે સમજી ગયા.

**જાલેમજોર**—તું હઈઆં શું માગેછે?

**મોહોબતેજાન**—હું હઈઆં જોવા આવીછું કે એક જંગી પેહેલવાન પોતા ઊપર પડતા કમનસીબનાં જખ્મુન ફટકાઓને શી રવેસે ખમી શકેછે. જાલેમજોર તું શાંત નથી. તારૂં મગજ ઠેકાણે નથી.

**જાલેમજોર**—તારે શું તું એવું કેહેવા માગેછે કે પેલા નાપાક મુદઈઓ, કંગાલ કમરની સરદારી હેઠળ આપણા શુરા સીપાઈઓની છાતી વીંધી ફતેહમંદ ચાલયા ગયા તે બનાવ ઊપર હસું, ખુશી થાઉ?

**મોહોબતેજાન**—નહીં, નહીં; પણ એક જબરૂં તુફાન પસાર થઇ જવા બાદ, જેવી રીતે શીહા અને થંડી રાત બીરાજેછે તેવો હું તુંને જોવા માંગુ છું. ખુદરતમાં ગજબનાક બનાવો બનવા પછી જે ગંભીર, અને દબદબા ભરેલો દેખાવ થઇ રહેછે, તેવો હું તુંને જોવા ઇછુંછું. વળી હું તુંને એટલો તો ખાતરી ભરેલો કરવા માગુછું કે આવતી કાલે એક નવી સવાર ઉગશે, જે વખતે તું જેવા લડવઈઆની હીંમત અને ઊલટ પાછી તાજી થશે; અને ત્યારબાદ તુંને આવતા વખતની ધાસતીની યા ગયા વખતની ગમીની કરી પરવા નહીં રહેશે.

**જાલેમજોર**—ઓરત! મોહોબતેજાન! અરે મારા તમામ સીપાઇઓના દીલ તારાં જેવાં કેમ નહીં બન્યાં?

**મોહોબતેજાન**—ત્યારે તો આજ રોજે તારા ઊપર હીંદનું ઝળકતું તાજ બીરાજતે.

**જાલેમજોર**—જાહાં સુધી મારી જીંદગીનો જમ પેલો બુરો કમર દુસ્મનોની સરદારી ભોગવેછે તાહાં સુધી મારી આશાઓ મને છોડી જાયછે.

**મોહોબતેજાન**—જાલેમજોર તું સર્વમાં પેહેલવાનનું નામ ખપાવેછે નહીં વારૂં? હું તારે તું પેહેલવાનની તપાસને સારૂં હઈઆં આવીછું તારી હીંમતની તપાસ નહીં; મગર તારા ઉદાર દીલની તપાસ. જાણ એ જાલેમજોર કે કમરચેહેર તારો બંધવો થઇ ચુકોછે.

**જાલેમજોર**—તે કેમ?

**મોહોબતેજાન**—તે નક્કીજછે. ગીરફતારે તેને સાંકળથી સીકરેલો આપણી છાવણીમાં લાવતાં જોયો. એ ખબર હું પોતે તુંને આપવા આવીછું.

**જાલેમજોર**—મોહોબતેજાન, આસીરવાદના ધોત તારા ઊપર હું એ ખબરને માટે રેડુંછું. શું કમર મારા પંજામાં? [ઉસ્કેરાઇ] ત્યારે તો હું ફતેહમંદ છું! [ખુશીથી કુદી] ત્યારે તો આજની ફતેહ મારીછે.

**મોહોબતેજાન**—જાલેમજોર આ તારી જંગલી, અને હીચકારી ફતેહછે. આવી તારી ચાલથી તું મારામાં અધીરાઇ પેદા કરેછે. જે માણસની દલેરી, જેની બાહદુરી, જેની બાહોશી, જાલેમજોરને ધભરાટમાં નાખેછે; જે માણસના કમનસીબ જાલેમજોરની ફતેહછે; જેનું બંદીખાનું જાલેમજોરની સલામતીછે તે માણસને હું જોવા અધીરી થઇ રહીછું.

**જાલેમજોર**—પેહેરેગીર! [પેહેરેગીર દાખલ થાયછે]

**જાલેમજોર**—પેલા બંધવા કમરને હીચાં ધસડતો લાવ. ચાલ જલદી તે દગાખોરને ખેંચી લાવ. [પેહેરેગીર જાયછે.]

**મોહોબતેજાન**—તેનું શું કરવા માગેછે?

**જાલેમજોર**—મોત! રીબાવી રીબાવીને મારવું મોત! જાહાં સુધી મારૂં બળતું વેર એના રંગીન લોહીના છેલાં ટીપાં સુધી નહીં ધરાશે તાહાં સુધી મોત! જાહાંસુધી એના દમમાં જરાપણ દમ રેહેશે તાહાંસુધી મોત! [ખુશી થાયછે]

**મોહોબતેજાન**—લયાનત પડી તારા અવતાર ઉપર! શું સારી દુનીઆમાં, તું એવું કેહેવાડવા માંગેછે કે જાલેમજોરથી હીંદ ફતેહ કરી ન શકાયું, ત્યારે તેણે હીચકારાપણે કમરચેહેરનું ખુન કીધું.

**જાલેમજોર**—ગમે તે કેહેવાય. હું તેની કુચ પરવા રાખતો નથી. એની સજાતો નક્કી થઇ ચુકીછે.

**મોહોબતેજાન**—[ગુસાથી] તારી મરજી માફક કર; જા ગમે તે કર; પણ એ ખુની, સાંભળ કે આ ખુબરૂ જવાનનું એકપણ ટીપું નીચપણે જો તેં વેહેતું કીધુંછે તો એમજ સમજ કે હમેશ સુધી મોહોબતે જાન તારા હાથથી ગઇ.

**જાલેમજોર**—એક બેગાના મરદની આટલી તરફદારી! એનાં તાલે સાથ તુને શું લાગતું વળગતુંછે?

**મોહોબતેજાન**—એનું તાલે? અલબત કંઇજ નહીં. મગર તારી કીરતી એ મારે મનથી દરએક ચોજછે. શું તું એવું ધારેછે કે એક તરફથી રૂડી તારી આબરૂ, વાજબી તારી વખાણ, અને અદલ તારી કીરતી તારી પાસથી નાબુદ થાએ, અને બીજી તરફથી હું તારાપર મોહોબત દોડાવશ? મને વધારે સારી રીતે પીછાણ.

**જાલેમજોર**—તુંએ મને સારી રીતે આગળથીજ પીછાણી લેવો જોઇતો હતો. તુંને આગળથીજ જાણવું હતું કે એક વખત જેનાંપર મારો ધીક્કાર બેઠો તો તે ધીક્કાર મારા વેરમાંજ પુરો થવાનો.

[કમરને સાંકળે બાંધી પેહેરેગીર લઇ આવેછે.]

આવો આવો હીંદના શાહાજાદા કમર સાહેબ! [તકોરથી] ઘણે લાંબે વખતે આપણે મળયા. તારા ખુશ દેખાવ ઊપરથી તો એવું લાગેછે કે તેં તો જબરી આરામ ભરી જીંદગી ગુજારીછે. લડાઇની જંજાલમાં અને ફીકરમાં તેં આવો ગબરૂ ખીલતો દેખાવ જાળવી રાખ્યોછે તેનો ભેદ શું વારૂં?

**કમરચેહેર**—તે જાણવાથી તુંને કશો ફાએદો થનાર નથી. લડાઇની જંજાલ ગમે તેટલી હોય મગર હઇઆં, [પોતાના હઇડાં તરફ હાથ કરી] હઇઆં, સદા સુલાહ સંપંજ રાજ કરેછે. જાણી લે મોટો ભરમ તો એમાં છે.

**જાલેમજોર**—[ગુસામાં] બંદા પોરીઆ, તુંને તાણા મારવાનાં સુજેછે નહીં?

**મોહોબતેજાન**—તુંને વાજબીજ જવાબ મળયોછે. એ કમબખ્ત શાથ સા વાસ્તે એવી રમત કરેછે.

**જાલેમજોર**—અને તારી તો શાદીપણ થઇછે નહીં વારૂં? એક ગુલેગુલાબ છોકરાનો તું તો બાપ પણ થયોછે નહીં વારૂં? હા! એક ખુબરૂ છોકરો પોતાના બાપની તમામ વફાદારીનો, અને માદરની તમામ ઇમાનદારીનો વારેસ!

**કમરચેહેર**—પોતાનો બાપ જે ધીક્કાર; સર્વ તરકટ, જુલમ, અને દગાભરી ચીજોપર નાખેછે તેનો વારેસ. પોતાની માદરની તમામ સાહાલેસાઇ, નેકી, અને સચાઇનો વારેસ! જાલેમજોરનો દુનીઆમાં જે તમામ ધીક્કારછે તેનો વારેસ.

**જાલેમજોર**--હું તે બાપ વગરનાં બાળકને માટે ખરેખરોજ દલગીર છું. કારણ આવતી બામદાદ આગમજ તે આ જીહાનમાં તુને બાપ તરીકે નહીં પુકારશે. કમર ઓદા સાથ તારો હીસાબ નકકી કરી રાખ.

**મોહોબતેજાન**--જાલેમજોર! નહીં કદી નહીં.

**જાલેમજોર**—તું હઇઆંથી જા નહીંતો મારો આતશી કોપ સંભાલવો ભારી પડશે.

**મોહોબતેજાન**--હું હીઆંથી જનાર નથી. હું તારા કોપની કુચ દરકાર કરતી નથી.

**કમરચેહેર**—સખી દીલની એ ખુબસુરતી! તારી ખુદાઇ ખવાસની દયા જે મારાં ભલાને માટે કારગત નથી લાગવાની તે બીજાને માટે જાળવી રાખ. જે વાઘ પોતાના બુરા પંજામાં પોતાના નાચાર શીકારને લઇને બેઠોછે તેને છોડવવાની ફોકટની તજવીજ ના કર.

**જાલેમજોર**—બેઅદબ બળવાખોર! તું તારા શાહ, અને ઓદાને છોડી નાહાસી ગયલો ચોરછે.

**કમરચેહેર**—એ તદન જુઠુંછે. હું હીમતથી ના પાડુંછું.

**જાલેમજોર**—શું તું તારા દેશની ફોજમાંથી નાહાસી ગયલો બ-ળવાખોર નથી? જંગલી બુટપરસ્તો સાથ જોડાઇ તેં તારા દેશની સામે લડાઈ શું નથી ઉઠાવી?

**કમરચેહેર**—નાહાસી ગયલો, બળવાખોર! હું? કદી નહીં. હું ચોરો લુટારાઓ, અને ખુનીઓ વચ્ચે જનમ પામયો નહીં હતો. જયારે તુરકી ફોજ સોનાના ધીક્કારવા જોગ હવસથી લલચાઇ, જયારે તે લસ્કર તારા કર-પીણ લોભથી ઉસ્કેરાઇ તુરકી લોકની આબરૂજ ભુલી ગયું; માણસાઇ પ-ણાની ફરજો ત્યાગ કીધી ત્યારે તેઓને હું છોડી ગયો. મેં મારા સ્વ-દેશ સામું લડાઇ કીધીજ નથી; પણ જે ખુનીઓએ, જે લુટારાઓએ, મારા દેશની સતા પોતાના હાથમાં આપખુદ રીતે લીધી તેઓ સામે હુ લડયોછું. મારા દેશનાં જે જે વાવટા નીચે રહી મેં હથીયારો બાંધ્યાં હતાં તે વાવટાઓ ઇનસાફ, મહજબ, અને દયાના એલકાબથી જગપ્રસી-ધ હતા, હવે જો એ નામાંકીત વાવટાઓને નીચે તોડી પાડી પગ તળે દાબવામાં આવે તો પછી મારૂં દેશ જેવું કંઇ રહ્યુંજ નહીં. હું બળવા-ખોરછું એવો મને ઠપકો આપનાર કોણ નર હીંમત ધરાવેછે? કોણ પાસ એવું કેહેવાની ખરી સતા છે?

**જાલેમજોર**—તારો ઇનસાફ કરવા તથા તુંને સજાએ પોંહોંચાડવાની સતા ધરાવનાર શખસો હઇઆતછે.

**કમરચેહેર**—મારા ન્યાયધીસો કોણછે? કાંહાં?

**જાલેમજોર**—હમારી લડાઇની સભા, હમારા શુરા સરદારો.

**કમરચેહેર**—તમારી સભા! અરે પહેરેજગાર શીવાય એવો બીજો કોણ અદલ ન્યાયધીસ તે સભામાંછે? જો તે બુજોર્ગ હજુ હઇઆત હશે તો તેને હું મારા ખરા ઇનસાફની, અને ખરી દાદની અરજ ગુજા-રશ તે વતરેગે બીજા કોઇનેજ નહીં.

**જાલેમજોર**—જોઇએ તો એમજ કેહેની કે તેં જે જે મોટાં ગુ-નાહ કીધા તે પહેરેજગારની બેવકુફીથી.

**મોહોબતેજાન**—પહેરેજગારની બેવકુફી! ખરેખર તે બુજોર્ગનાં નરમ કલાંમો તારાં ધાતકી હઇડાંમાં બેવકુફી લાગતી હશે. અરે ઓદા કંઇ એવું બને કે જીવું ત્યાં સુધી પહેરેજગારની બેવકુફીમાં હું ભાગ લઇ શકું!

**કમરચેહેર**—કદી ન પોકારૂં કે હતો પહરેજગાર
દગાખોર તમ ફોજથી મને નસાડનાર.
રળીઆમણું હીંદ, જે હમેછે હાલ આબાદ,
દાસ જેનો [illegible]નયો, બજાવી સેવા.
નનામા જેના વણ કીધાં હલીઆરી ભરયાં,
માંગી આફતાબી ગરમી બાગબગીચા કાજ.
રીજાયા હીંદી લોક, બીલ્યો ઉદ્યોગ ઉતમ.
બાહોશીથી બજાવ્યાં કાંમો નેકબખ્ત,
દરદીઓ પીડાતા થયા તનદરોસ્ત ખુશ,
શાહ અને સીપાઇ બન્યા ખોદા પરસ્ત.
હીંદનો મુલક દીસે જેવું નવું તરકી દેશ.
દોસ્ત મારો પહરેજગાર રેડવા આસીરવાદ
લંબાવશે આપ દસ્ત સખાવત સમાન,
તમ ખુનીઓની હાજરીમાં ખોદાઇ મુજ ધ્યાન.

**મોહોબતેજાન**—આહા! ખરા સુખી અને નેક કમરચેહેર!! જાલેમજોર! જે શખ્સનાં આવા ખુદાઇ કામ, જેની આવી મનશની નેક, તેને શું તું મોતની ધમકીથી ડબરાવશે?

**જાલેમજોર**—બેઅદબ હઠીલા જવાન! હવે તારા ઉસ્તાદનાં પવીતર આસીરવાદોની હઇઆં આશા નાં રાખતો. તે તો તારી માફકજ તુરકીઓના સતરૂ સાથ મળી જવા નાહોડો છે. તું તારા ઉતમ કાંમોને સારૂં ઉતમ ઇનામની આશામાં બેઠોછે નહીં વારૂ? તો આવતી કાલનો તવલુદ થતો આફતાબ તુંને, મારી અને મારા દેશની ખરાબીના ભોગ તરીકે મોતનાં પંજામાં સુતેલો જોશે.

**મોહોબતેજાન**—સબર એ જાલેમ, પેહેલાં મારૂં સાંભળી લે. અદલ ઇનસાફની તારામાં ખુટછે તો મોટું મન બતાવ, ઉદાર દીલ દેખાડ. વચમાં તારાં દેશની ખરાબીનું બાહાનું શાનું લાવેછે? તારાં આતસી કોપ સાથ દેશને કશું લાગતું વળગતું નથી. તું જંગલી ઝનુનથી ખુનખાર બનયોછે તે કંઇજ નહીં પણ ફકત તારૂં છુપું વેર લેવા કાજ. તારો ખાનગી ધીક્કાર પુરો પાડવા સારૂં. તારા જંગલીપણા સાથ અદલ ઇનસાફનાં નામને, અને તારા દેશનાં ભલાને ભેળી નાં નાખ. જોઉં તાકાત તારામાંછે તો એ જવાનને હથીઆરબંધ થવા દે. પછી ઉતર એની સાંમે જંગનાં મેદાનમાં; તેમાં કીરતીછે, તેમાં ઇનસાફછે, તેમાં લાભછે.

**જાલમજોર**—કરપીણ ગુનેહગારની ઓટી તરફદારી કરવાથી પહરેજ રેહે–ચુપરેહે–પાછી હટ–પેહેરેગીરો આ બંદવાને હઇઆંથી લઇ જાવો; એની સજા એ જાણી ચુકોછે.

**કમરચેહેર**—મારા મોતને સારૂં તારૂં વેર ઊલટમંદ થઇ રહ્યુછે તેટલા સારૂં હું તારો વધુ ઉપકાર માનુંછું. તું જેટલી સીતાબી કરાવશે તેટલી દયા ગણાશે. [મોહોબતેજાનને] મધુર હલકની નેકબખ્ત પેશાનીની નાર ! તારૂં ભારી હેશાન મારાપર થયુંછે, જેનો બદલો હું કંગાલ હાલ વાળી શકતો નથી. મગર આ છાવણી તું ફીરેસતા સમાનને લાયક નથી. સામેના મુદઇઓ જેને તમો જંગલીઓને નામે બોલાવોછો તેજ જંગલીઓમાં તું મુકામ કરી જો, અને પછી તપાસ કે તારી દરએક ખુબીનું કેવું ઊચું મુલ તાહાં થાયછે.

**જાલેમજોર**--હા અલબત તારાં મોતની ખબર આ નાર જલદી તારી રૂપવંતીને પોંહોંચાડવા જશે.

**કમરચેહેર**--નીરદય માણસ, આ જબુન દુ:ખથી તું મને મોકલો રાખી શકતે લેકીન યાદ રાખ કે તારૂં નીચ કપટ મારા મજબુત ઠરાવને કદી તોડનાર નથી. હું મોતને આધીન ખુશીથી થાઉછું. હજારોનાં આસીરવાદ મારી યાદદાસ્ત ઉપર રેડાશે. પોતાના સરાપ મારા ઉપર વરસાવા કોઇપણ માણસ પોતાની ગરૂરી યા વેર સમજશે નહીં.

[પેહરેગીર કમરચેહેરને લેઈ જાયેછે]

**મોહોબતેજાન**--[ ધીક્કારથી ] મારી રગેરગ ધીક્કાર તું પાપી તરફ છુટેછે. તારા હેવાનયત વેરનું નીચપણું જોઇ મારો જીવ દરદ તથા શરમને આધીન થઈ પડયોછે.

**જાલેમજોર**--તારી આવી બેવકુફીની મને કંઇ સમજ પાડશે ! એ મારો મુદઇછે, અને મારા પંજામાછે. તું શું કેહેછે ? હું ચાહે તે કરશ.

**મોહોબતેજાન**--એ તારા પંજામાંછે, અને તેથી એ તારો મુદઈ કેહેવાયજ નહીં. (નરમાસથી) જાલેમજોર નથી માગતી હું તારી પાસથી નેકી, નથી માગતી મનની મોટાઇ. હું એટલુંજ માગુછું કે જે બેશુમાર વખાણો તેં આજ સુધી મેળવીછે તેની સાથ વાજબી અને અદલ વેહેવાર રાખ. તારી પોતાની કીરતીનો ખુની નાં બન. તારાં આ કરપીણ કાંમ ઊપર કદાચ હાલની દુનીઆ ઢાંક પીછોડો કરશે; પણ યાદ રાખ કે આવતી દુનીઆ, હવે પછીનો જમાનો તે ઉપર ધીક્કારથી જોશે.

**જાલેમજોર**--અને આવતો જમાનો જો મારાં કાંમોની વખાણો ગાશે તો શું તું એવું ધારેછે કે ઘોરમાં મારા સડી ગયલા હાડકાં એક

બીજા સાથ ખુશીથો અકડયા કરશે? એવી ખ્યાલી, હવાઇ, અને બાપ મા ગીરફતાર કીરતી મને નથી જોહતી. તે શું છે તે હું સમજતોજ નથી. જે વખાણને હું બેમુલ ગણું છું તેજ મને જીવતો ઉંચા બરૂજ ઉપર ચડાવશે, મારા મુદઇઓની અદેખાઇને તે તરત દાબી નાખશે, મારી જાહોજલાલીનો મારગ વધારે ખોલ્લો કરશે, અને મારી ખુદ સતામાં બેશુમાર વધારો કરી આપશે.

**મોહોબતેજાન**--[ચોડમાં] જાલેમજોર તું મને હવે ચાહાતો નથી.

**જાલેમજોર**—એમ નથી. મારો શક એક બેગાના મરદની આટલી તરફદારી કરી તું ઉભો કરેછે. હું જોઉછું કે તું મારા હાથમાંથી ગઇ.

**મોહોબતેજાન**---નહી જાલેમજોર હું હજુ તારા હાથમાંથી ગઇ નથો. એકજ દોરી તારા તાલે સાથ હજુર મને બાંધી સકેછે, વાસતે હું માગી લેઉછું, હું વીનંતી કરૂછું, કે તારા પોતાના ભલાને ખાતર એટલી છેલી દોરી તોડી નાં નાખ. કમરનાં ખુનમાં તારા હાથ નાં ખરદ.

**જાલેમજોર**—હું ઠેડાવ કરી ચુકોછું, અને તે કદી ફરનાર નથી.

**મોહોબતેજાન**—ઠેડાવ ફરનાર નથી તો જાણ કે જે ઘડી એવો ઘાતકી તારો ઠેડાવ અમલમાં આવ્યો તેજ ઘડી મોહોબતેજાન તારા હાથમાંથી હમેશ ગઇ:

**જાલમજોર**—ગઇ તો ગઇ.

**મોહોબતેજાન**---જાલેમજોર! જો આબરૂનું નહી, માણસાઇપણાનું નહી, અદલ ઇનસાફનું નહી સાંભળતો તો પ્રીતનું સાંભળ. તારે ખાતર જે જે મોટા ભોગો મેં આપ્યાછે તે જરા કર યાદ. યાદ કર કે તારે ખાતર મારા મા બાપ, ભાઇ બેનો, દોસતો, મારી આબરૂ, મારી કીરતી, અને મારૂં વાહાળું વતન છોડી આવી નથી? યાદ કર કે તારી સાથ નાહાસતાં, તારી બગલમાં દોડતાં દરીઆની તળીયે જનમ સુધી લેટવાની ધાસતી શું મેં નથી પસાર કીધી? યાદ કર કે તારી સરવે આફતોમાં એક સરખો ભાગ શું મેં લીધો નથી? દરીઆઇ તોફાનોમાં ગોટાં ખાવાંમાં, કીનારા ઊપરનો ભયંકાર ખુનરેજીમાંથી બચી જવામાં, મારો કોમળ હાથ તારા પોલાડી હાથ સાથ શું મેં નથી જોડયો? આજે, આજે, આજની ગજબનાક લડાઇમાં, ખુનખાર જંગમાં, તારા સીપાઇઓનો નાહાસ ભાગની વખતે, જાલેમજોરનો બાજુએ મજબુત, અને વફાદાર કોણ ઊભું રહ્યું હતું તે યાદ કર; યાદ કર કે ખુન ઊપર ચહડેલા મુંદઇનો તેજ તલવાર તારી છાતીમાં ભોંકાતી અટકાવવાને એક બચાવની ઢાલ તરીકે પોતાની નાજુક છાતી તારે માટે કહી નારે વચે ધરી હતી?

**જાલેમજોર**—એ બધું તદન ખરૂં છે. તારી જાતમાં પયારની બાબતમાં તું એકલો મોજીજોછે. લડાઇના મેદાનમાં તું સીપાઇઓને સારૂં નકલ કરવા લાયક નાદર નમુનો છે. એટલાં ખાતરજ મારી આંખની નુરાની મોહોબતેજાન! મારા આખાં હડાં ઉપર અને મારી અરબી સાલ્તનતા ઉપર તારો હકછે.

**મોહોબતેજાન**—ત્યારે મારી ખાતરી કરી આપ કે હું તારા હાડાંની માલેક છું. તારી અરબી મીલકત જે મારી ગણાયછે તે ફકત હું કમર ઉપર દયા કરવાનાં બદલામાં આપી દેઉછું.

**જાલેમજોર**—વધુ ના બોલ તેની તરફમાં તારો દરએક બોલ તેનું મોત વધારે નજદીક લાવવા મને ઉશ્કેરેછે.

**મોહોબતેજાન**—તારે સવાર પડતા કમર મરવાનો નહીં?

**જાલેમજોર**—તેમાં હવે શક જેવું શું છે?

**મોહોબતેજાન**—ઠીકછે; ખુબછે; બેહેતરછે. જાણકે કીઆમત સુધી હવે તારી અને મારી વચ્ચે કંઇજ નથી. હવે કદી આશા ના રાખતો કે તારી ઝેહેરી આંખો, તારા થંડા હોટ, તારૂં કરૂર હઇડું, તારા ફીકા ગાલો, તારૂં બરગસ્તે કપાળ, તારા ખુનીં હાથ, મારો સ્વચ્છ, મારો બેમુલ, મારા ભોગ થયલા પયારની નીશાન હવે મેળવી શકશે. નેકીના સુદઈ, દયાની મરકી, માણસાઈ પણાના જમ! ફીતકાર હોજો તારી હસ્તી ઉપર. હા! ધીક્કાર અને મજબુત ધીક્કાર મારે રગેરગ તારા પલીદ તનને માટે ચોટી ગયોછે. માણસાઈ અવતારનાં બુરા શેહેતાન! માસનાં આકારમાં પથરની છાતીનાં! નીકલ નીકલ મારી ચશમોથી દુર થા.

**જાલેમજોર**—[તુછકારથી હસી] મોહોબતેજાન, તારૂં કીમતી ભાષણ પુરૂં થયું કે? તું નેકીની હીમાયતને જબરી કરેછે બા તેથી તુંને સારી આલમનીં વખાણતો થોડીછે. કમર ઉપર તું આટલી મોહીતછે નહીં? મોહોબતેજાન તારી હાલત દયા ઉપજાવા જોગછે. કાલે તું કમરની પાસે દસ્તે જશે કે? [હસતો હસતો જતો રહેછે.]

**મોહોબતેજાન**—માંરા ગુનાહોની આએ મજબુત સજા થાયછે. હું પાપી નાર, મારા દેશની એબ, આતશી તેજના બુરા પયારમાં ફસી એક વખત બદનામ થઇ, એક વખત આબરૂ ઓહીતો હવે નીરદોશપણાની અને નેકીની ગમેતેટલી હીમાયત કરૂં મગર મારૂં પાપ શું ધોવાવાનું છે. આ બુરા જાલેમને સારૂં દેશનીકાલ થઇ અને જુઓ જુઓ એનો બદલો! જુઓ માણસાઇ પયારનો ચીતાર! જુઓ મતલબ આગળ પયાર આંધળો! [રડેછે] પડો પડો એ નબળાઇની સ્વચ્છ નીશાનો તમો છેલી

વખતે પકડી લેવો. તમારે સારૂ આ ચશમોમાં વધુ જગા હવે રહેશે નહીં. જાલેમજોર એક નાર મરદને કેવી રીતે ચાહેછે તે તેં સારી રીતે જોઇ લીધું; એક નાર મરદને કેવી રીતે ધીક્કારેછે તે તુંને હવે શીખવાનુછે; તું ઘાતકીને, તું પાપીને, સારી આલમની આફતની સામે નીરભય તું માણ-વીને શીખવાનુંછે; તું કે જે આસમાન સાથ જઇ મળતા પાહાડોનાં શી-ખરે ઉપર તુફાની પવનો, ગગડાટ, અને વીજલીની સાથ દોસ્તી કરના-રને; તું બાળી ભશમ કરતી આગને તારી બગલમાં ધરનારને; મુલકોન મુલક ગરક કરી નાખતા કુદરતીકંપો સાથ હાથ મેળવનારને; તું તુફાનાં મોજાઓ સાથ બાક ભીડનારને; તું માણસાઇ શીહને હવે શીખવાનું છે કે એને તે ઓરત જાતનો ધીક્કાર કેહેછે. આવ એ ભય વગરનાં આદમ અને તારી કરપીણ જીંદગીની છેલ્લી મુદત હવે ભોગવી લે, અને પછી જો કે ઇજા પામેલી એક ઓરતનાં જંગલી દીવાના કોપનાં પંજામાંથી બચી શકેછે. [જાયછે.]



## અંક ત્રીજો દેખાવ ચોથો.

### એક બાગ.

[તોપનખાન હાથમાં એક કાગજ લઇ દાખલ થાયછે.]

તોપનખાન—મારા શેહનો છાવણીમાં ગરીબ ભીચારા કેદીઓ પો-તાનાં છુટકારાનો અરજીઓ મોકલેછે, અને મારી છાવણીમાં થણુક મરો-ડી નારો મારો મોહોબતી ચશમોનો કંદીમાંથી છુટકારો કરવાની અરજી-ઓ રજુ કરેછે. મગર કરૂં તે શું? શું એ અરજીઓ સાથ મારૂં કપાળ ઘસું. આહા દીલજાની કાગજ, તું જો જો કે છતી આંખે હું આંધળો છું. મોતી જેવા હરફૂછે પણ મારે મનથી લીસોટા દોરેલાછે. નસીબ મારાં એ હટીલાં કાગજ હું તારી સાથ ઘણી વણ વાત કરવા માગુછું મગર તું એક બોલ પણ ઓચરતું નથી.

[કાગજને જોઇને રડી પડેછે તેવામાં ડોકનખાન દાખલ થાયછે]

ડોકનખાન—અરે શું થયું દોસ્ત તારી લણફુટી માશુકની ચરખી-એ તુંને દજારીઓ કે શું? ઇઆ તે ચીકના ગોળાએ તુને ગબડાવી નાખ્યો કે કેમ?

તોપનખાન—[રડતો રડતો] હા! હા! આહા! આહા! આએ કાગજ!

ઠોકનખાન—એ કાગજમાં શુંછે ? ભાંસી મરની, એમાં કેવી ખબરછે ?

તોપનખાન—કાળાંમાં કાળો ખબર.

ઠોકનખાન—કાળાંમાં કાળો ખબર એટલે ?

તોપનખાન—જોની આ કાગજ ઉપર શુંછે ?

ઠોકનખાન—રફ્રોડ એતો સાહીછે.

તોપનખાન—તો રફ્રોડનાં ભાઇ દફ્રાર સાહી કાળી કે નહી' ?

ઠોકનખાન—અરે વા ! હવે તો ખબરદાર થઇ ગયોછે. સરસ્વતી પ્રસન થઇ ગઇછે.

તોપનખાન—વારૂં આ કાગજ વાંચ, એમાં કોઇ બીજુજ પ્રસન થયુંછે.

ઠોકનખાન—કોણપર ? તારા ઉપર કે ? જોઉ જોઉ [ કાગજ લઇ વાંચેછે] હું દુધ દોહી જાણુંછું. ઠીક, ઠીક, પંચી; એ નવું મેં'હુ કાહાંથી પકડી કાહાડયું.

તોપનખાન—તારા જેવાના હાથમા આવેછે ? બોલ. અરે દુધ દોહીતો સઉ જાણે, મગર દુધ આપી જાણેછે ?

ઠોકનખાન—અપટ તે બચ્ચાંની માતા થાએ તાહાંશુધી દુધ કેમ આપે. એ ઉપરથી તુંને સમજી જવાનુછે કે એ તારી નવી બઇરી એક કનીઆછે.

તોપનખાન—વાઉવા ! કનીઆછે તો પેટ ભરી અનાજતો મને ખાવાનો આપશે.

ઠોકનખાન—[વાંચેછે] હું શરાબ બનાવી જાણુંછું.

તોપનખાન—બનાવી જાણેછે મગર પાઇ જાણેછે ?

ઠોકનખાન—અડગ જ્યારે તે તુંને શરાબજ પાએ ત્યારે પછી તુંને બનાવી દેતાં કેટલો વીલમ. એની કેહેવાની મતલબ જુદીજછે, ધામત. એ તુંને શરાબમાં બનાવા માગેછે. [વાચેછે] હું સાંધી જાણુંછું.

તોપનખાન—સાંધી જાણેછે મગર ફાડી જાણેછે ?

ઠોકનખાન—બેવકુફ ફાડીતો સઉ કોઇ જાણે કવચીતજ કોઇ સાંધી જાણે. અરે એવી બઇરી કોણને મળે કે જે પોતાનાં ખાવીંદનાં ભાગેલા સુખને સાંધે.

તોપનખાન—ઠીક ઠીક તારે તો વાહલોગીછે.

ઠોકનખાન—હું કપડાં ધોઇ જાણુંછું. [વાંચેછે]

તોપનખાન—ધોઇતો જાણેછે મગર ડાઘ પાડી જાણેછે?

ડોકનખાન—અરે લીલ કપાળીઆ ચાલી ચલાવી લક્ષ્મી ચાનલો કરવા આવેછે, ને વચે કાંચર શાનો મારેછે? તારી નવી બહરીતો અતીઆરથીજ ગવલણ, દરજણ, અને ઘોભણ માલુમ પડી.

તોપનખાન—એહ! એહ! મોહોડું સંભાલી વાત કર.

ડોકનખાન—હું વળી કાંતી જાણુંછું. [વાંચેછે.]

તોપનખાન—અરે ત્યારેતો આખી દુનીઆને હું ચકકી ઉપર ચડાવી દેવશ. જે જે ચીજ મારી બહરી કાંતતી જશે તે તે હું સાંતતો જવશ.

ડોકનખાન—મારી પાસ ઘણીક નનામી ખુબીઓછે. [વાંચેછે]

તોપનખાન—નનામી એટલે બાપ વગરની—બાપ વગરની એટલે જેનો ખરો બાપ નહીં તે—જ્યારે એની ખુબીઓનો ખરો બાપ નથી ત્યારે એનો કાહાંથી હોશે! દોસ્ત આ વાતજ બધામાં એક ભરકાવનારી● ! હવે એનુ કેમ કરવું ?

ડોકનખાન—દોસ્ત ફીકર નાં રાખ; એ બાપ વગરની હશે તો હું એનો ધરમનો બાપ થવશ, અને તારા કરમનો ભરમ દુનીઆથી છુપો રાખી તારી શરમ ઉગાડી નહીં પાડશ.

તોપનખાન—અરે ત્યારે તો કબુલછે. તારા જેવો સસરો કોણને મળે.

ડોકનખાન—[સલાપ મારી] એ બેઅદબ! સસરો કોણ? તું સારા ગામનાં કચરાનો હું સસરો! વારૂ ચાલ સાંભલ આએ તો બધી તારી બહરીની ખુબીઓ ગાઇ હવે તેની ખામીની હાર લાગીછે.

તોપનખાન—એ હાર જો બરાબર નથી ઉતરીતો બરચા મારા મારની ધાર તારા ઉપર આવી પડશે.

ડોકનખાન—[વાંચેછે] જયારે પણ તું મને ભુખી રાખશે ત્યારે હું તુંને કોડું નહીં આપશ.

તોપનખાન—એ તેની કુચ પરવા નહીં. મેથી ખવાડી એની ભુખ હું વેઠી લેવશ.

ડોકનખાન—[વાંચેછે] મારો દમ ખાટોછે. મગર મારૂં મોહોડું મીઠુંછે.

તોપનખાન—એ તે તો ઠીક પરવડશે. ઘેલારે જે મીઠાસ વાળી ચીજ હોયછે તે જલદી ખાટી મારી જાયછે મગર ખટાસવાળી મીઠી બનતી નથી, પણ હીયાંતો પેહેલો ખટાશ, પછી મીઠાસ આવેછે; એ કંઇ ખામી કેહેવાયજ નહીં.

ઠોકનખાન—[વાંચેછે] હું ઉધમાં વાત કરૂંછું.

તોપનખાન—ઓ તેતો નવાનું ટકાની વાત! પારકાની સામે એવું હોશેતો રાંડ જાત થઇ મારી ફજેતી નહીં કરશે. ઓછું પડશે તો ઉગમાંજ બડબડશે. બા હું તો જાગતી મુગી બઇરી ઘણી પસંદ કરૂંછું.

ઠોકનખાન—[વાંચેછે] હું બોલવે ઘણી ધીમીછું.

તોપનખાન—અરે અરભંગ એ કંઇ ઓરતની ખામી કે? એતો ખુબી. જેમ એ ધીમીછે તેમ મીઠી હોશે, અને મીઠાસતો મને ઘણો પસંદછે.

ઠોકનખાન—[વાંચી] હું મગરૂરછું.

તોપનખાન—તેતો ઓરત જાતનો વારસો બાપ દાદે લખી આપેલોછે. ઓરતો મગરૂર નહીં બને તો પછી મરદો તેઓને પગે કાંહાંથી પડે.

ઠોકનખાન—[વાંચેછે] મારા મોહોડામાં દાત નથી જો. [હસેછે.]

તોપનખાન—હસીઓ કાંએ મુરખ? દાંત નથી તો ઓર બેહેતર, નહીંતો ગુસામાં આવી મને કરડી ખાતે. સાંપનો દાત ભલો, મગર ઓરતનો દાંત મોડો સમજીઓ કે?

ઠોકનખાન—[વાંચેછે] હું ઘણી છુટીછું.

તોપનખાન—મોહોડાંની છુટી હશે તો પરવડશે. કારણ તે હું સીવી લેવશ. હાથ પગની છુટી હશે તો પરવડશે કારણ બારાં તેનો સરસ ઇલાજછે. પઇસાની છુટી પણ પરવડશે કારણ કોથળીનું મોહોડુંજ નહીં પછી કેમ છુટી થશે. મગર પોતાની નીતીની છુટી હશે તે પંચાતીછે તે મારા હાથમાં નથી રહેવાની.

ઠોકનખાન—[વાંચેછે] મારી પાસ અકલ કરતાં બાલ વધારેછે.

તોપનખાન—તે તો દેખીતુંછે કે એક ચોજને બીજી ચીજ ઢાંકનારી હોય તે વધારે હોવી જોઇએ. અકલ તેણીનાં માંથામાંછે, અને માથાને ઢાંકનાર બાલછે. તારે અલબત બાલ વધારે હોવા જોઇએ.

ઠોકનખાન—વાહ! આએ સરસ ફીલસુફી કાહાં શીખી આયો? ઓરતોએ તો દોસ્ત તુને હુશીઆર કરી નાખ્યો. [વાંચેછે] મારી પાસ બાલ કરતાં ખામી વધારેછે.

તોપનખાન—ઓ મોહોકાંન! ત્યારે તો મારૂં સત્યાનાશજ વળશું, એ ઓરત નહીં જોઇએ. ગમે તેટલી ખુબીઓ છતાં એ ઓરત નહીં પરવડે બા,

ડોકનખાન—[વાંચેછે] મારી ખામીઓ કરતાં મારી પાસ પઈસા વધારેછે.

તોપનખાન—અરે ત્યારે તો પરણુંછુ પરણુંછું. બસ બસ એ ઓરત પેહલી જોઇએ બસ દોરૂંછું. હમણાંને હમણાં પરણી દેઉંછું પેલી વણ ફુટી માંશનાં ઘીનાં ગોળાની અરજી નામંજુર; આએ છાંદાવાળી નારનું સારૂં કબુલ ભાઇ કબુલ. [નાહાસેછે]

ડોકખાન—મારા શેઠને છોડવવાની વાત ?

તોપનખાન—હવડાં નહીં હવડાં નહીં.

ડોકનખાન—કીઆરે ?

તોપનખાન—ધીરજથી ધીરજથી. [જતો રહેછે]

ડોકનખાન—નઓત ગીઓ બાંગડ થયોછે. મારાજ બોલ મારાજ મોહોડાંમાં મારેછે. ઉલટમાંને ઉલટમાં પઈસાના જીવપર દોડયોછે તો ખરો [કાગજ તરફ જોઈ] અરે એક બાબત વાંચવાની રહી ગઇ. [વાંચેછે] મારી પાસ પઇસા કરતાં દીલદારો વધારેછે—ચાલ મુઓ છુટો; જીવથી મુઓ—આએ તો કોઇ છપણ જણાયછે. [જાયછે]



## અંક ચોથો—દેખાવ પેહેલો.

### બંદીખાનુ.

[કમરચેહેર બેઠેલોછે. દુરથી પેહેરેગીર પેહેરો ભરેછે.]

કમરચેહેર—અફસોસ કે ગઇ જીંદગીની આશા તમામ !
ગરેહ શીહામાં છુપાયું કમરચેહેર નામ !
દુર ગુણી દુનીઆનો લેઉ છેલલો ચીતાર.
મોત જુલમગારનો દસ્ત અતી ખુનખાર.
તારૂ ચમકે નુર ચંદરો કાળો; એ સુકર !
પરકાસ એવો દીપે મારી નેકીનો જબર.
જીંદગીનું સુલ તતકાળ થવું મુશકેલ,
કાળ ભવીશ બતાવશે મુજ કામોનો એલ.
ઓદાઇ ખુબીનો લખ્ખલુટછે પરતાપ
ખાલેસ હઇડું દુખારેછે મોતનો સંતાપ.

હીંદનાં આસીરવાદમાંછું હું ખુશહાલ.
મન આ નીરદોશ સદા ખમતું જંજાલ.
ખુદાઇ હાજરીનો તળપતો જીવ અધીર
મારો, બજાવા સાહેબની સેવા ઉભો ગંભીર.
ટળવળે જેમ તરસો, ખાતર આકાશી નીર,
ટળવળું તું ખાતર એ બેહેસ્ત દીલપજીર.

{એક સીપાઇ દુરથી દાખલ થઇ પેરેગીરને પરવાનો દેખાડેછે. પેહેરેગીર દુર જાયછે; સીપાઇ કમરચેહર આગળ આવેછે, અને કંઇ વસ્તુ રકાબીમાં તેની આગળ ધરેછે.}

**કમરચેહુર**—ભલા સીપાઇ એ શું લઇ આયો?

**સીપાઇ**—એ ખોરાક તારે સારૂંછે. મોહોબતેજાને હીંઆ તે મોકળયોછે, અને તે બાનું સવાર પડતા આગમચ તારી મુલાકાતે આવી પોહોંચશે.

**કમરચેહુર**—બેશુમાર મારો ઉપકાર તેણીની હજુર ધરજે. દોસ્ત! આ ખાવાનું તું પોતેજ લે. મને કશી ભુખ નથી બસ ભુખ હવે તે દાવરે દાદગરની દરગાહે પોહોંચવાનીછે.

**સીપાઇ**—કમરચેહર એક વખત આગળ હું તારા જાહોજહલાલ વાવટા હેઠળ તુરકીઓ તરફથી લડેલોછું, વાસ્તે આ વખતે મને બોલવાની રજા આપ. મારી બેઅદબી માફ કર, અને આટલું જાણી લે કે મને તારી બેહદ દયા આવેછે. [જતો રહેછે]

**કમરચેહુર**—જાલેમજોરની કરૂર છાવણીમાં હજુર કમબખ્તો ઉપર દયા કરે એવા નરમ હઇડાં રહેલાંછે! રહીછે એક પેહેર રાત તેટલાં કરૂ નક્કી આ જીહાનનો મારો તમાંમ હીસાબ., અને મશગુલ રહી તે પરવરની ઇબાદમાં આ મારા કવખતનાં મોતને ખુશીથી તાબે થાઉ.

[બંદીખાનાની અંદર જાયછે પેહેરેગીર પાછો પેહેરો ભરવા માંડેછે]

**પેહેરેગીર**—[કોઇને પોતા તરફ આવતો જોઇ] તું કોણછે? જલદી જવાબ આપ.

**બાહાધરજંગ**—[અંદરથી] હું એક સાધુછું. તારા કેદીની મુલાકાતે હું આયો છું. [સાધુના પોશાકમાં બાહાધરજંગ દાખલ થાયછે] વારૂં કમરચેહેરને આ બંદીખાનામાં કેદ કીધોછે નહીં?

**પેહેરેગીર**—હા તે હીઆંજ કેદછે.

**બાહાધરજંગ**—હું તેની મુલાકાત લેવા માગુછું.

**પેહેરેગીર**—તે તારાથી બનશે નહી.

બાહાધરજંગ—એ મારો ભાઇછે.

પેહરેગીર—ભાઇ હોય કે બાપ હોય મગર તારી માગણી ફોકટછે.

બાહાધરજંગ—એને વાસ્તે શું નક્કી ઠરાવ થયોછે?

પેહરેગીર—આવતી કાલ પડવા આગમજ એને મારી નાખવામાં આવશે.

બાહાધરજંગ—મારી નાખશે! હા, તારે તો હું આબાદ વખત સરજ આવી પોહોંતોછું.

પેહરેગીર—એનાં મોતનો દેખાવ જોવા આરૂં કે?

બાહાધરજંગ—સીપાઇ આ કેદીને મળવા વીના હું જનાર નથી.

પેહરેગીર—પાછો ફર તારી આબરૂમાં પાછો ફર તે કદી નહીં બનશે.

બાહાધરજંગ—હું આજોજી કરૂંછું કે એકજ પળ મને વાત કરવા દે.

પેહરેગીર—તારી આજોજી નકામીછે. મને મજબુત હુકમ કરવામાં આયોછે કે કોઇને પણ હીયાં દાખલ કરવો નહીં.

બાહાધરજંગ—પણ મેં જરા વાર આગમજ એક સીપાઇને હીયાંથી જતો જોયો તે કેમ?

પેહરેગીર—તેની પાસ મોહોબતેજાનનો પરવાનો હતો જે પરવાનાની ખુબીથી તે કોઇપણ ભાગ ઉપર દાખલ થઇ શકે.

બાહાધરજંગ—[કંઇ દેખાડી] હીયાં જો દોસ્ત, કંચન શોનાના આ બેવજન લાટ તરફ જો; હીયાં જો બેગુલ આ ઝવાહેર તરફ; તેં કદી પણ આશા નહીં રાખેલો, કદી મેળવવા નહીં ચાહેલો ખજાનો એ તારા હાથમાં આવી પડછે. એ તું લે એ બધું તારૂંછે, અને એકજ પળ મને કમરઆહેર સાથ વાત કરવા દે.

પેહરેગીર—[ગુસ્સેરાઇ જઇ] નીકલ હીયાંથી સેતાન! નીકલ! શું તું મને લલચાવા આવોછે? મને એક ખુના કરનારા દુનીઆના બાધેલ મગર એકીનદાર સીપાઇને નીચ સોનાથી લલચાવા આયોછે. નીકલ મારી ફરજ હું ઘણી સારી રીતે સમજુછું.

બાહાધરજંગ—[નરમાસથી] બુજોર્ગ સીપાઇ તુંને બઇરીછે કે?

પેહરેગીર—હા કાંએ?

બાહાધરજંગ—કાંઇ છોકરાં બચ્ચાંછે?

પેહરેગીર—ચાર ખીલતા છોકરા, ચાર સાચા, એકીનદર ઉવરતા છોકરા.

બાહાધરજંગ—તેઓને તું કાંહાં મુકી આયોછે વારૂં?

પેહેરેગીર—મારાં સ્વદેશનાં એક ગામડામાં જે ઝુપડીમાં હું પોતે જનમીઓ હતો તેમાં.

બાહાદરજંગ—શું તું તારા બઇરી છોકરાંઓને ચાહેછે કે ?

પેહેરેગીર—હું ચાહુછું ? અરે એથી ઊલટું કોણ પુરવાર કરવાની તાકાત ધરાવેછે. હા ! આ છાતીમાં તેઓને સારૂ કેવો ચાહ મેં ભરી રાખ્યોછે તે મારો ખુદા જાણેછે.

બાહાદરજંગ—ખુદા સીપાઇ વીચાર કર કે જાણે આ પારકી જમીન ઊપર તુંને મારી નાખવાનોછે તો મરવા આગમજ તારી છેલલી અરજ તું પાછળ શું મુકી જાએ વારૂ ?

પેહેરેગીર—મારી છેલ્લી અરજ એ કે મારો કોઇ સાથી મરતી વખતનાં મારા આસીરવાદ મારી બઇરી તથા છોકરાઓને પોંહોંચાડે.

બાહાદરજંગ—વારૂ તારે એવો કોઇ સાથી તારા છેલ્લા આસીરવાદ જાણી લેવા તારા બંદીખાનાના દરવાજા આગળ આવે મગર તારી સાથ એક પળનો પણ મેલાપ કરાવ્યા વગર તારા સાથીને નાસીપાસ કરી તારા બંદીખાનાનો પેહેરેગીર હાંકી કાહાડે તો તેવા પેહેરેગીર વીશે તું શુ ધારે વારૂં.

પેહેરેગીર—તે કોઇ ખરેજ ઘાતકી માણસ હોવો જોઇએ.

બાહાદરજંગ—ત્યારે સાંભળ કમરચેહેરની એક બઇરી અને એક બાળકછે. હું તેણીને સારૂં તથા તે ફુલ સમાન બાળકને માંટે આ કમબખ્ત બંદવાના આસીરવાદ લેવા આયોછું. બોલ હવે મને અંદર દાખલ કરેછે કે નહીં.

પેહેરેગીર—જા જા અંદર જા તેં મારા હઇડાંને જીતી લીધુંછે, જા બેલાસક તેને મળ. [પેહેરેગીર દુર જાયછે.]

બાહાદરજંગ—દરામણું હોય માણવી પણ ખુદરતને આધીન,
આફતી હોય તે પુરૂં મગર હઇડે નાતવાન;
લુટફાટમાં હજારો આદમ ફાવે રાતો દીન,
ન ફાવે ખુદરત પર કોઇપણ ઇનસાન.
રચનાં એવી રચી, તે બુલંદ કીરતાર,
માણસાઇ ખવાસની કરેછે અજમાસ;
સરજ્યોછે જગને વિચીત્ર સંસાર,
નીરદોશોની લટકેછે ખુદરતપર આસ.
રણનો હાથી શેર દલેર શીહ સરફરાજ,
મહસતાનો અજદા, જબરૂ ગરૂડ બાદશાહી;

લગભગ અરપણ ખુદરતને તેઓનું રાજ,
(કમરને જોઇ) શાંત પડયોછે રફીક કરી ખાબસે આશનાઇ
તીઆગ કીધીછે આ દુનીઆની કદખુદાઇ.

બાહાધરજંગ—કમરચેહેર! દોસ્ત! મીઠી ખાબમાં! ઉઠ, ઉઠ, કમર ઉઠ!

કમરચેહેર—[આંખ ચોળી] શું મારો વખત નજદીક આયો કે! [બાહાર આવી] ચાલો હું તઇઆરછું.

બાહાધરજંગ—કમર મને તું ઓળખેછે કે નહીં?

કમરચેહેર—[અજબ થઇ] એ આવાજ કોણનોછે?

બાહાધરજંગ—બાહાધરજંગનો.

કમરચેહેર—કોણ? બાહાધરજંગ! મારો ચુસ્ત રફીક [વળગી પડી] ઓ ખોદા! તું ચોકી પેહેરા પસાર કરી કેમ આયો? શું આ પોશાકથી તુને—

બાહાધરજંગ—એક પળ પણ ખોવાનો હાલ વખત નથી. એ પોશાકમાં સાધુ તરીકે હું દાખલ થઇ શકીઓ. ચાલ જલદી તું એ પેહેર અને નાહાસ.

કમરચેહેર—અને બાહાધરજંગ તું?

બાહાધરજંગ—હું તારે બદલે હીઆં રહેવશ,

કમરચેહેર—અને મારે ખાતર મોતને શરણ થાય! નહીં કદીપણ નહીં. સારી આલમનાં રીબાવતાં યંત્રોથી મારૂં બદન વીખી નાખે તો શું થયું મગર મારે બદલે તુંને તો મરવા નહીં દેઉ.

બાહાધરજંગ—કમર હું મરવાનો નથી. પેલો જાલમજોર ફકત તારી જીંદગીનો ભુખોછે. તું જા જલદી જા. તું જરા વખતમાં તારા જંગી સીપાહીઓ સાથ આવી મને છોડવી શકશે. વીચાર કર કે મુદઇ એક ખારગી મારો જીવપણ લે તો હું કોણછું? એક ખોરૂ સુકાયલું ઝાડ રેતીનાં જંગલમાં એકલું ઉભુછે; મારા છાયા તળે કોઇ બચાવ લેતું નથી. કોઇપણ મારા આસરા તળે જીવતું નથી મગર તું તો ખાવીંદ અને પીતાછે. એક માયાવંત ઓરત એક નીરદોશ બાળકનાં જીવ તારા પર લટકતાછે. જા, જા કમર જલદી નીકળી જા; જા તું પોતાને બચાવા નહીંતો તારી બઇરી અને બાળકને—

કમરચેહેર—દોસ્ત એવી રીતે મને ના ઉશ્કેર. શાંત મારા મન સાથ હું મરવા તૈયારછું.

બાહાધરજંગ—શું? શાંત મનથી મરવા તૈયારછે. જેને સારૂ જી-

વવા તેં સોગન ખાધાછે તેને દીવાની કંગાલ અને મોતનાં પંજામાં છો-ડી જઇ તું ધીરા મનથી મરવા તૈયારછે નહીં વારૂં ? ખાતરીથી જાણ કે જે હાલતમાં હું રૂપવંતીને મુકી આવ્યોછું તે ભયંકારછે, અને જો તું જલદી પાછો નહીં ફરશે તો તેનું માથું એકદમ ખીસી જશે, અને જ-નમનો પસતાવો તથા નીરાસી તારે માટે રહી જશે.

કમરચેહેર—ઓ ખોદા !

બાહાધેરજંગ—હજુ તારા ઠરાવને તું વળગી રેહેવા માગતો હો-યતો સાંભળ મારૂ ધીરજથી સાંભળ. તું સારી રીતે જાણેછે કે જાહાં બા-હાધેરજંગે પોતાનો કોલ આપયો તાહાં તે કદી પાછો એંચી લેનાર નથી. તેથી તે કદી પાછો હઠનાર નથી. હવે સચાઇને મારી જામીનગીરીમાં બો-લાવી હું પણ તુંને ઠરાવથીજ કહુંછું કે તું જો તારી જીંદગી બચાવી તેની રૂએ રૂપવંતીની જીંદગી સલામત રાખી મને ખરાં બેહેસ્તની ખુ-શહાલી બખશવા નહીં માગતો હોયતો ઇઆદ રાખ કે કોઇ પણ માણસા-ઇ શકતી મને હીંઆથી જવા ઉરફેરી ઇઆ ફરજ પાડી શકનાર નથી. અને તે ઉપરાંત તું તારી બાજુએ એકજ તારા દોસતને તારી હઠીલા-ઇથી મરતો, અને તારી બઇરી છોકરાને કંગાલ થતાં એકી નજરે જોશે.

કમરચેહેર—બાહાધેરજંગ તું મને ઘેલો બનાવી મુકશે.

બાહાધેરજંગ—એક પણ બોલ વધુ બોલવા ઊભો રેહેશેતો એમજ જાંણ કે બધી તારી તક હાથથી ગઇ. હમણાં થોડા વારમાં બામદાદ થ-શે. મારે ખાતર જરાપણ ભય નાં રાખ હું તો મોટો દંડ આપીને પણ જાલેમજોરનાં હાથથી છુટશ. હું મારી બનતી તજવીજોથી મારા મોતના વખતને દુર રાખવા કોશીસ કરશ. આવતી કાલે રાતે ચુંનદા આપણા સવારો સાથ તું હીઆં આવી પોંહોંચી મને છોડવી જજે. દીલોજાન કમ-ર હવે શીતાબી કર ! અરે પેલી તરફડતી રૂપવંતીની કલાપીટ હીઆં સુધી મારા કાનનાં બેહેર ફાડી દાખલ થાયછે. નાહાસ જલદી નાહાસ જીવ ખા-તર ખોદા ખાતર નાહાસ !

કમરચેહેર—[હઇથા તહીં ફેરા ખાઇ] બાધેરજંગ તારી દોસતી મને આબરૂ અને સચાઇનો તીઆગ કરવા શીખવેછે.

બાહાધેરજંગ—શું ? કદીપણ બાહાધેરજંગે કોઇ પોતાના દોસતને ઇઆ પારકાને પણ બેઆબરૂ ભરેલી સલાહ આપી હતી ?

કમરચેહેર—[વળગી પડી] ઓ મારા બચાવનાર ! મારા તારનાર !

બાહાધેરજંગ—તારા ગરમ આંસુઓ મારા ગાલ ઉપર પડેછે. જા દોસત મારો બદલો વળી ચુકો [પોતાનો સાધુનો જભો કમરને પેહેરાવેછે]

જા આવાજ કરવા વગર હથીઆરો એક બીજા સાથ અફડાવા વગર ચુ-પચુપ ચાલી જા; જા સાહેબ તારો ખરો નગેહબાન થજો !

કમરચેહેર—મારા જાંન આવતી કાલે આપણે પાછા મલશું ઇઆ તો તુંને સલામત છોડવી જાઉ ઇઆતો તારી સાથ તારી માઠી બગલ-માં હીઆંજ મરૂં. [જતો રહેછે]

[ગીરફતાર છુપી રીતે પાછળ આવી ઊભો રહેછે]

બાહાધરજંગ—કમર ગીઓ ! સલામત ગીઓ ! જલદી જલદી પોતાની તવળતી રૂપવંતીને જઇ મલશે. રૂપવંતી ! હવે જો ગાફેલ નાર ! હવે જો કે તેં મને કેવી મોટી ઇજા કીધીછે. અરે પણ રૂપવંતી ખાતર મને આજે ઠગાઇ રમવી પડી. મારી આખી જીંદગીમાં કોઇપણ આદ-મીને પેહલવેહલુ મેં ઠગ્યું હોયતો તે આ કમરછે. ઓ સાહેબ કદરદાન એટલો મારો ગુનાહ મને માફ કરજે ! આહા કમર મનમાં મગ્રન થાયછે કે આપણે પાછા મલશું ! હા, તાહાં ! તાહાં ! [પોતાના હાથ આકાશ તરફ કરેછે] હા, ખચીત તાહાં આપણે પાછા મલશું ! તાહાં સલા સંપજમા મલશું ! તાહાં જે પયાર, જે દોસ્તી, આ દુન્યામાં કડવાસ સાથ ભેલા-યલીછે તે પયાર, તે દોસ્તી તાહાં ખરા મીઠાસથી ભોગવશું ! શું ખુની જાલેમજોર મને જતો મુકશે ? દુનીઆમાં તારે તો મોજીજો કહેવાય. થોડી થોડી ઘડી મારે સારૂ બાકી રહીછે તેટલા સાહેબનો બંદગી કરી લેઉ.

ગીરફતાર—નહીં નહીં શુરા દલેર એટલી જલદી નહીં.

બાહાધરજંગ—[ગભરાઇ પાછું ફરી જોઇ] હા ! મારો છુપો રફીક ! મારા જંગનો ફરિસ્તો મારો પનાહનો ફરિસતો !

ગીરફતાર—પણી હું આદમછું મને એવો એલકાબ છાજતો નહીં.

બાહાધરજંગ—શું તેં મને પેલી બેસુલ ખબરથી આગાહ કરી મારૂં વતન નથી બચાવ્યું ? શું જંગના મેદાનમાં તું મારી પીંડ મારા સાબુત મદદગાર તરીકે નહીં હતો ? શું મારા શાહાનો છુટકારો તારી છુપી મદદથી નથા થયો ? શું તારો ખુબી ભરેલો ચીતાર મારા મગજમાં ભ-મતો નથી ?

ગીરફતાર—કેવી રીતે મારો ચીતાર તારા મગજમાં ભમેછે ?

બાહાધરજંગ—કેવી રીતે ? જેને જનમ તુલીગ હું ન ભુલુ તેવી રીતે; જેનેઃ આભાર માની નહીં શકુ એવી રીતે; જેની મદદનો બદલો મા-રાથી વળી શકતો નથી એવી રીતે.

ગીરફતાર—મગર એકજ નજીવી ચીજથી મારો તમામ બદલો વળી રહેછે.

બાહાધરજંગ—એ મેહેરવંત રફીક! કેહે તે કહી રીત. આ જીવ તો થોડા વખતમાં સાહેબની દરગાહે પોંહોંચનારછે મગર જે થોડો વખત બાકી રેહ્યોછે તે વખતમાં આ જીવનો ભોગ આપતાં તે બદલો વળતો હોય તો હું તેમાં મોટી ખુશી, અને સુખ સમજશ.

ગીરફતાર—નહીં નહીં તારા બેમુલ, તારા મોહોબ્બતવંત, તારા આશનાઇ ભરા જીવનો ભોગ નથી આપવો; મગર તારો અને મારો જીવ હઇઆત રાખવાથી તે નજીવી ચીજ બનેછે.

બાહાધરજંગ—તારા જીવને મારા જીવ સાથ એટલી શું નીસબતછે વારૂં?

ગીરફતાર—બેશુમાર, હવે પછી તુંને તે માલમ પડશે. વાસતે ઉઠ અને જલદી આ બંદીખાનું છોડ. લે આ પરવાનો; દેખાડ ને કોઇપણ પેહેરેગીરને, અને તું હીઆંથી સલામત નીકળી જશે.

બાહાધરજંગ—અને તું નેકબખ્ત?

ગીરફતાર—હું તારી આ જગા પુરૂછું.

બાહાધરજંગ—તારી જગા પુરૂછું! અને તારે માટે જાન ખોહુછું એમજ નહીં વારૂં? એ ખુબરૂ જવાન શું તું દીવાનો થયોછે એક દોસ્તની ઉતમ સેવા મારા જીવનાં જોખમે હું બજાઉ, અને તે સેવા કરતાં સરસ દાખલો તું બતાવી મને શરમમાં ગરકાવ કરે? એ કેમ બને જા જા ખુદાઇ ખવાસનાં જવાન કોઇ રૂડી તારી માદર, કોઇ વાહાલો પદર કોઇ નીરદોશ બેહન; ઇઆ કોઈ દીલપજીર માશુક તારા ગમમાં નાચાર અને નનામી બનશે. જો કોઇને ખાતર નહીંતો મારા ચાહને ખાતર જા.

ગીરફતાર—શું તું મને ચાહેછે?

બાહાધરજંગ—અરે તુંને કોણ નહીં ચાહે? આવો ફીરેસતાઈ તારો દેખાવ, આવી ખુદાઈ તારી ખાશીયતો, અને તુને કોણ નહીં ચાહે. બોલ તારે બાહાધરજંગની છાતીમાં તારો ચીતાર કાંએ નહીં ચીતરાય.

ગીરફતાર—તારે મને તારાજ મીઠા બોલોમાં કેહેવા દે કે તારા ગમમાં મને નાચાર અને નનામી બનાવવા માગતો હોય તો આ બંદીખાનું નાં છોડ. જેમ વખત જાયછે તેમ મારી આશાઓ ઊધી વળેછે અને તારા કાલ સાથ મારો કાલ જોડાયછે.

બાહાધરજંગ—પણ જારે હું જાઊ ને તું હીઆં બેસે તારે તારા મોતથી હું નાચાર બનશ તેનો કંઇ વીચાર.

ગીરફતાર—તુંને આગળથી મેં કહ્યું કે તારા બચાવમાં મારો બચાવછે; તારી સલામતીમાં મારી સલામતીછે.

**બાહાદરજંગ**—તે હું સમજી શકતો નથી. મારો જીવ બચાવવા આરૂં કદાચ તું મને ઠગતો પણ હોય કારણ મેં હમણાંજ એક દોસ્તને તેનો જીવ બચાવવા ખાતર ઠગ્યોછે.

[ક્રોધનો આવાજ સંભળાયછે ગીરફતાર ગભરાયછે.]

**ગીરફતાર**—અંતે તેં મને નીરાશ કીધો. પેલી મોહોબતેજાન હી-આં આવેછે મારાથી વધુ વાર ઊભુ નહીં રહેવાએ મગર હું થોડા વખ-તમાં પાછો ફરૂછું તેટલામાં નાહાસવાની તૈયારી કરી રાખજે બાહાદરજંગ મારા—[હાથ ઉપર બોસો લેછે] જો તઇઆર રહેજે હું જલદી પાછો ફરશ.

[જતો રહેછે.]

**બાહાદરજંગ**—મને શક જાયછે કે આ કોઇ ઓરતતો ન હોય! અને મારાપર સ્વચ્છ મોહોબતમાં દીવાનીતો નહીં બની હોય! જો એ ઓરત હોયતો આ જીંદગી બચાઉ એ બેમુલ નાર એ સારી જીહાનની નારોને છાયામાં નાખે એવી નારનો દસ્ત મેળવવા ખાતર આ જીંદગી બચાઊ. પણ એ ઓરત કેમ હોય! એના કામો, એની દલેરી મરદને હ-ટાવનારીછે. એ સાહેબ હું શું ધારશ અને તું શું બજાવશે. હું તારો કમ-તરીન નાદાન, અને ગાફેલ બંદો છઉ. [બંદીખાનામાં જાયછે]

[મોહોબતેજાન દાખલ થાયછે.]

**મોહોબતેજાન**—[એખલી] દુનીઆ કદી એવું કેહેવા બાહાર પડશે નહીં કે જાલેગજોરનાં જુલમથી, તેનાં ઘાતકીપણાથી, તેની આપ મતલ-બથી, આપેલાં અપમાનોથી કંટાલી હું કમરચેહેરની ખુબસુરતી, અને ખુબી ઉપર મોહીત થઇ, મોહોબતનો મોહાસ ચાખવા મેં તેનામાં લાભ લીધો, નહીં નહીં જે કામ આબરૂથી દુર તે મોહોબતેજાનથી દુર મગર જાલેમ-જોરનું મોત એજ આ હીંદની નીરદોશ જમીનને બચાવવાનો તેથી લા-ચલાજ થયલી રઇએતને પનાહ આપવાનો ઇલાજછે. જે જખુન વેર મારી છાતીમાં આવી ખીરાજીઉછે તેનાં હુકમથી કમરચેહેર જાલેમજોરનો જાન ન લેશે તો તેની પરવા નહીં પણ કમરને મેં તેની રડતી બઇરી, અને તર-ફરડતાં બાળકની બગલમાં પાછો બખશ્યો તો એજ ખુશહાલી મારૂં હ-ઇડું ભરી નાખવા પુરતીછે. નેકી કમરનો ભામીઓછે, એની બાહાદુરી એનો પેહેરેગીરછે. કમરચેહેર! ઓ કમરચેહેર બાહાર આવ.

**મોહોબતેજાન**—[અજબ થઇ] તું કોણછ? કાંહાં ગીઓ કમર?

**બાહાદરજંગ**—કમરતો નાહાઠો.

**મોહોબતેજાન**—નાહાઠો!

**બાહાદરજંગ**—હા તે નાહાઠોછે અને ખબરદાર તેની પાછળ સી-

પાઇઓ દોડાવા નહીં જોઇએ. [મોહોબતેજાનનો હાથ પકડી લઇ તેણીને રોકી રાખી] એ અદબો સાચ્છે પણ જે ઘડી જાયછે તે કમરની જીંદગીનાં બચાવને માટે અતીઘણી એમુલછે.

**મોહોબતેજાન**—છોડ હમણાં પેહેરેગીરને બોલાવી ખબરાટ કરી નાખુછું.

**બાહાધેરજંગ**—હવે ગમે તે કર જે વખત જાયછે તે કમરને સલામતીના બંદરમાં એંચીઓજ જાયછે. [પકડી રાખેછે]

**મોહોબતેજાન**—[એક બરછી કાહાડી] તું મને અટકાવેછે પણ આ બરછીથી મારો છુટકારો કરી કમરની પાછળ શોધ કરાવશ પછી શું કરશે.

**બાહાધેરજંગ**—એ બરછી મારાં હાડકામાં ભોક; મારો જાન નીકળી જતો હશે તોપણ જમીન ઉપર તરપડાઆ મારતો હું તુંને સાબુત પકડી રાખશ.

**મોહોબતેજાન**—ચાલ વારૂ મને છોડ હું તુંને કોલ આપુછું કે હું કશો પણ ધભરાટ નહીં કરશ.

**બાહાધેરજંગ**—[હાથ છોડી દઇ] તારા બોલ ઉપર હું એકદમ ઇતબાર મુકુછું. તારી આંખોમાં એક જાતની લેહેર વાસો કરેછે જે મને ખાતરી આપેછે કે તારૂં દીલ ઉમરાવ અને સખીછે.

**મોહોબતેજાન**—તારૂં નામ શું? બોલ જરાપણ ધાસ્તી ના રાખ; હઇઆં કોઇ બીજું સાંભલનાર નથી. તમામ પેહેરેગીરોને દુર જવાનો મેં હુકમ આપ્યોછે.

**બાહાધેરજંગ**—બાહાધેરજંગ મારૂં નામ.

**મોહોબતેજાન**—હીંદનો સરદાર જંગી બાહાધેરજંગ!

**બાહાધેરજંગ**—હા ગઇ કાલે હું હીંદીઓનો સરદાર હતો આજે તો તુરકીઓનો બંધવો છેઉં.

**મોહોબતેજાન**—અને કમરચેહેર તરપ તારી ખરી દોસ્તીને કાજ આવું ભલું કામ કરવા તું ઉસ્કેરાવો નહીં વારૂં?

**બાહાધેરજંગ**—કમરચેહેર મારો ખરો દોસ્તછે. દોસ્તી ખાતર હું મરવા તઇઆરછું મગર તેના કરતાં એક વધારે મજબુત કારણે મને ઉસ્કેર્યોછે.

**મોહોબતેજાન**—સખી હુલડાઇ જેને કહેછે તે આ તારૂં કામછે. મગર એકજ હવસ એકજ ઉભરો આવું કામ કરવા તુંને ઉસ્કેરી શકે.

**બાહાધેરજંગ**—અને તે શું વારૂં?

**મોહોબતેજાન**—તે પ્યાર.

**બાહાધેરજંગ**—હા ખરેખર.

**મોહોબતેજાન**—ફકેર બાહાધરજંગ તારે જાણી લે કે હવે આં આ-વવાનો મારી મતલબ તારા જેવીજ હતી. તારા. દોસ્તની સેવા બજાવવા હું હીઆં—

**બાહાધરજંગ**——અરે રૂપવંતી શીવાય મોહોબતવંત; મીઠાસ ભરી, અને હીંમતવાન નાર શું દુનીઆમાં બીજી કોઇ છે કે?

**મોહોબતેજાન**—બાહાધરજંગ, તું તમામ ઓરતોના હકમાં વીશે શું એવો હલકો વીચાર રાખેછે!

**બાહાધરજંગ**——નહીં એમ નથી તારી જાતમાં હમો કરતા સરસ તેમજ નરમ પણ છે.

**મોહોબતેજાન**——બાહાધરજંગ, જો હું તુંને પેલા જુલમગાર જા-લેમજોરનાં પંજામાંથી છોડવું, તારાં સ્વદેશની બગલમાં તુંને પાછો બખ્-શું. તારા વતન ઉપર સુલાહ સંપજની ભેટ મોકલું તો તું મને સારી ઓરતોની ટીપમાં નોધાવે કે નહીં ?

**બાહાધરજંગ**—કાએ નહીં ? મગર કેવા ઉપાયોથી આવી મોટી સે-વાઓ તું બજાવા માગેછે તે પેહેલાં મારે જાણવું જોઇએ.

**મોહોબતેજાન**——ઉપાય ? લે આએ ખંજર.

**બાહાધરજંગ**—એને શું કરૂં ?

**મોહોબતેજાન**—જે હીંદનો જુહાક, જે નીરદોશપણાનો જુલમગાર, જે તારા વતનની ભયંકાર જાય, જે તારી દુખી પ્રજાનો નાશ કરનાર પો-તાના તંબુમાં સુતોછે તેની આગળ હું તુંને લઇ જાઉછું.

**બાહાધરજંગ**—શું જાલેમજોરે તુંને કંઇ દુખ દીધું નથી? શું કશી ઇજા પોહોંચાડી નથી.

**મોહોબતેજાન**——માંરી છાતીમાં નાશકારક કાટેલ જેહેર હરપળ પે-દા થાએ એવી ઇજા તેણે મને કીધીછે. એવા અપમાનો તેણે મને આ-પ્યાછે એવો ધીક્કાર તેણે મને દેખાડયોછે.

**બાહાધરજંગ**—તારે તું મને એવું કેહેવા માગેછે કે ઉઘાયલોજ હું તેને મારી નાખુ. તેની બેશામીમાં તેનું ખુન કરૂં ?

**મોહોબતેજાન**—શું તે નાપેકારે તારા કમરચેહેરનું તેને સાકલમાં સીકરીને ખુન નહીં કીધું હતે ? અને બેરીમાં સીકરાયલા વચ્ચે તથા ઉ-ઘાયલા વચે ફરક શું ? બાહાધરજંગ જો મારૂં સાભળ એ બાબત ઉપર મેં પુરતો ખીઆલ કીધોછે, મારા જેહેરી મન અને વેરી હયડાની પુરતી સુલાહ લીધીછે. અને તેઓથી ખોહલે ખોહલો જવાબ મને મળ્યોછે કે મા-ણસ જાતનાં ભલાને કાજે, ખુદાઇ ઇનસાફની જાલવણીને કાજે આ તારૂં કામ તદન બરહક અને રાસ્તછે.

બાહાદરજંગ—દુનસાફને ચાહનાર અદલ બોદા સારૂં કરવા સારૂં ખુનનો ભોગ નથી લેતો. આતકી ઉપાયો વાપરી માહાભારત કામ કદી થાએ નહીં.

મોહોબતેજાન—હીંદી સરદાર! તું જારે તારા દેશનો ગજબ, તારા વતનનું દુખ આવું નજીવુજ ધારેછે તો આ નાજુક મારી છાતીના આવેસોની સામે થઇ, આ જીવના હુલકોની સામે જઇ, આ નબળો હાથ તે જાલેમને ફના કરવા હું હવે વાપરશ; અને જે ગુનાહ હું નાજુક ઓરત જાત કરશ તે તું હઠીલા મરદની હટને લાગુ પડશે તેનો જોખમ તારે સર ગણવામાં આવશે.

બાહાદરજંગ—શું તારે જાલેમજોરનો નાશ કરવા પાછળજ તું લાગીછે? શું હીંદના મુલકનાં ભલાને સારૂં તું ખુની બનેછે? તું તારી કોમળ જીંદગી તારાજ કરવા તઇઆર થાયછે? લાવ, લાવ, એ ખંજર મને આપ. [ખંજર લેછે]

મોહોબતેજાન—બદીને કદી ફાવવા દેવી નહીં જોઇએ. બદી ઉપર દયા કરવી એ નવી બદી વધારવા બરાબરછે; વાસતે સારૂં થયું કે તું સમજી ગીઓ. ચાલ જલદી જરા વારમાં પોહોર ફાટશે. ચાલ પેલો ખુનખાર શીહ હમણાં ઊઠી ઉભો થશે તો બાજી હાથથી જતી રહેશે.

[બંને જાયછે]



## અંક ચોથો—દેખાવ બીજો.

### જાલેમજોરનો તંબુ.

[જાલેમજોર એક કોચ ઊપર પડી ઊઘાયછે]

**જાલેમજોર**—[ઉંઘમાં બબડેછે] નહીં બસ દયા નહીં! દગાખોર—તુંને દયા શાની બતાવે? એની છાતી—છાતી—બસ છાતી—ખોલ્લી કરો—એના હાડકામાં—જલાદ એના હાડકામાં ભોક—ભોક બરછી—હા! ખીસો! ખીસો! મને જોવા દેવો એનું રંગીન લોહી વેહેતું મને જોવા દેવો! હા, હા, હા, એનો છેલ્લો દમ—એનું છેલ્લું દસકલું સાંભળવા દેવો!

[મોહોબતેજાન અને બાહાદરજંગ દાખલ થાયછે]

**મોહોબતેજાન**—ચાલ, ચાલ, એક પળ પણ ખોવો નથી.

બાહાદરજંગ—તુંને હીંઆંથી જવું જોઇએ. આ ખુનનો દેખાવ તું નાજુક નારની નજરે પાડવા લાયક નથી.

**મોહોબતેજાન**—જોજે તારૂં કામ બજાવતાં જરાપણ વાર લાગશેતો જાલેમજોર.

બાહાધેરજંગ—અરે તું જા તારા તંબુમાં જા હીઆં પાછી નાં ફરતી હું તારી આગળજ આવશ. આ કામમાં તું સામેલછે એવું જણાવવું નહીં જોઇએ; હું માગી લેઉછું કે તું હીંઆંથી જા.

મોહોબતેજાન—તારૂં કામ ઝડપથી કરીએ જજે હું હીઆંનાં પેહેરેગીરોને દુર કરૂંછું. [જાયછે]

બાહાધેરજંગ—[જાલેમજોરને જોઇ] હવે આએ ખુની, આ જુલમગાર, મારા વાહાલા વતનનું આ વધન, મારા દેશીઓની આ બળા, મારા શાહનું આ આફત, હમારા સુખનો નાશ, હમારી સલાહ સંપનો જમ જાલમજોર મારા પંજામાંછે. અરે આવાં એના કરાીણ કામો અને એ કેવો નીરાંતે ઉંગાયછે! સાહેબ કદરદાન! કદી એવું બને કે આ માણસ શાંતપણે સુએ!

જાલેમજોર—[ઉંઘમાં] નીકળો, નીકળો, શેહેતાનો, પલીદો, મને તોબાહ ના પાડો! નાપાક ખબીસો જાવો મારી આગળથી જાવો મને દુખ ના દેવો જાવો મારી છાતી એવી રીતે ના ચીરો!

બાહાધેરજંગ—નહીં, નહીં, મેં તો આટલો વખત ભુલ કીધી. મીઠી નીંદનો આરામ એ કદી જાણી શકનાર નથી. જુઓ, જુઓ, કરાીણ લોભનાં સપાટામાં આવી પડેલા બેવકુફો, એવા હોય! જુલમગાર માણસો, આખી પ્રજાઓનો ભોગ એક ઘડીની વચે લેવા તમો અચકતા નથી મગર જુઓ તમારા જેવા ગુનાહનાં રસ્તેવાળોનો આ તાજો દાખલો! હવે એની જીંદગી ફકત મારી દયાપર લટકેછે. એકજ ફટકો અને એ—નહીં મારો હાથ અને હઇડું એવું કામ કરવા સાફ ના પાડેછે. બાહાધેરજંગનું નામ ખુનીમાં કદી નોંધાશે નહીં. એને હું નથી મારનાર મગર પેલી મોહોબતેજાનને કંઇપણ કરી બચાવવી જોઇએ. [કોચ આગળ જઇ જાલેમજોરને હીલવી] જાલેમજોર ઉઠ! ઉઠ!

જાલેમજોર—[ચોંકી ઉઠી] કોણ? પેહેરેગીર કે?

બાહાધેરજંગ—[ખંજર દેખાડી] ચુપ એકપણ બોલ તારા મોહોડામાંથી નીકળ્યોછે તો એમજ જાણ કે તું મુઓ. મદદને માટે કોઇને બોલાવવાની જરાપણ તજવીજ ના કરતો તારા પેહેરેગીરનાં દોડવા કરતાં આ હાથ જલદી ચાલશે.

જાલેમજોર—તું કોણછે? અને તું કેહેવાની ખાયશ શું રાખેછે?

બાહાધેરજંગ—હું તારો મુદઇછું હીંદનો બાહાધેરજંગ! ના ચોંક તુંને મારી નાખવાની મારી મરજી નથી. તેવું હતે તો ઉંઘાયલોજ તુંને બેજાન કીધો હતે.

જાલેમજોર—બોલ તું શું કેહેવા માગેછે ?

બાહાધરજંગ—તારી હસતીનો હવે તું મારી દયાપર આધાર રાખેછે તે જો! પેહેલાં મને જવાબ આપ કે કોઇપણ હીંદીએ કોઇપણ દાહાડે તુંને ઇઆ તારી પ્રજાને જરાપણ દુખ દીધુંછે? બીજો મને એ જવાબ આપ કે તારા પંજામાં સપડાયલા કોઇપણ હીંદી ઉપર તેં તથા તારી તરફી ફોજના કોઇપણ સીપાઇએ કોઈ દહાડે જરાપણ દયા કીધીછે? જો તારામાં કંઇ હ-ઇડાં જેવું હશે તો તુંને હવે લાગશે કે હીંદીનું વેર કેવું હોવું જોઇએ. કેવું કાટા મીસાલ તે તુંને ભોકાવું જોઇએ [ખંજર જાલેમજોરનાં પગ આગળ ફેંકી દઇ] જો, જો, આએ હમારૂ વેર! આએ હમારી દયા.

જાલેમજોર—[અજબ થઇ] હા તે કેમ બને!

બાહાધરજંગ—તું એ એક મોટી નવાઇ સમજેછે નહીં? તારા મહજબમાં તો એવા કલામોછે કે જે માણસ તુંને ઇજા કરે તેને માફી બખ્શજે. તમો તો કેવી સરસ રીતે તે દેખાડી ચુકાછે. મગર જાણ કે એતો હમો હીંદીઓની રાત દહાડાની ટેવછે.

જાલેમજોર--[વધારે અજબ થઇ] બાહાધરજંગ તેં મને અજાએબી-માં તમામ ગરક કરી દીધોછે. તારી ઉદાર ચાલથી મને તાબે કરી નાખયોછે.

[મોહોબતેજાન દાખલ થાયછે. તે પેહેલાં જાલેમજોરને જોતી નથી]

મોહોબતેજાન–કેમ કામ થયુંકે? તે મુઓ કે? [જાલેમજોરને જો-ઇ]—કેમ? હજુર જીવતો? તારે હું મુઇ! અને તમો કંગાલ હીંદીઓને સારૂ દયા જેવું કંઈ હવે રહયુંજ નથી. એ બાહાધરજંગ તું ઇઆતો દગાખોરછે યા હીચકારેછે!

જાલેમજોર—શું તું શું કરવા માગતી હતી? મારો જીવ.

બાહાધરજંગ—અરે તું હીઆથી જા, નીકળ આ નાર શું બકેછે તે એ પોતે સમજતી નથી. [મોહોબતેજાનને] હું માગી લેઉછું કે તું હીઆંથી જા મને જાલેમજોર આગલ છોડી તું જતી રહે.

મોહોબતેજાન—બાહાધરજંગ! શું તું એવું ધારેછે કે હવે હું પાછી હટશ. ઇઆ આ જુલમગારના સીનામાં આ તેજ ખંજર ભોકી દેવા મેં પોતે તારા હાથમાં તે આપ્યું હતું એવું હું નાપાડશ. એવી હીચકારી હું બનશ? નહીં મારી મોટી દલગીરી આ વેળા એછે કે જે કામ મારે પોતે કરવું હતું તે તું જેવાં નબળા અને બાયલાને મેં સોફયું. હવે તું સેહેજ-વારમાં જાણશે કે આ ઘાતકી ઉપર દયા કરવી એ એકદમ તારી પોતાની રઇએત ઉપર ઘાતકીપણું કરવા બરાબરછે.

જાલેમજોર—તું શું કરવા માગતી હતી? મારો જીવ! પેહેરેગીર જલદી! પેહેરેગીર આ દીવાની ઓરતને જલદી પકડ!

મોહોબતેજાન—હા પેહેરેગીર! હું પોતે તેને બોલાઉછું. હું પોતે આપો આપ તુંને બોલવાની તસદી આપવા વગર મારૂં માથું જલાદનાં હાથમા સોપુંછું. મગર એ મગરૂર માણસ એક પળવારપણ તું એવું ના વીચારતો કે તારી ખુનખાર આંખોનો ખુની આતશ મને જરાપણ દબરાવશે. એવું ના ધારતો કે ફકત ઓરત જાતનાં જબરા ગુસાએ તથા તેના ઈજા પામેલા હઈડાએ એવું કામ કરવા મને ઉશ્કેરીછે. નહીં, જો તેવી રીતે હું ઉશ્કેરાઈ હતેતો હાલ તેમાં નીસફલ થતાં શરમ અને પસતાવામાં હું ગરક થઈ જતે. ગમે એવી હું હાર પામેલી અને નાશ પામેલીછું તે છતાં જે કારણે જે નેમે મને ઉશ્કેરીછે તે નેમની મોટાઈ એટલીછે કે આવી તજવીજમાં કીરતી મેળવવા જેવું હું સમજુછું અને મરતી વખતે જે છેલ્લા બોલો મારા દમમાથી નીકળશે. તે એ કે લખો નીરદોશ જીવોને ખુનાના લોહીનાં તરસીઆ એક શેહેતાનનાં જુલમમાથી જો હું છોડવતે તો હાલ કેવી મોટી ખુશહાલી સાથ મરતે!

બાહાદરજંગ—જેવી નેમ ઉમદાછે તેવું આ કામ ઉમદા હતેતો તે હું પોતે કરવા જરાપણ આંચકી ખાતે નહીં [પેહેરેગીરો દાખલ થાયછે.]

જાલેમજોર—આ જણાઈ આવેલો શેહેતાન જે તમારા સરદારનું ખુનકરવા તપેલો હતો તેને પકડો! પકડો!

મેહોબતેજાન—સબર સબર! ખબરદાર જો મારા બદનને એક આંગલી પણ લગાડીછેતો અબી ઘડી તમારા જીવ લેવશ! હું તમારી બંદીવાન છું, અને તમારી સાથે આવવા તઈઆર છું; પણ એ મસ્તાના માહા પાપી તુંને મારૂં પેહેલાં સાંભળવું પડશે. બાહાદરજંગ પેહેલાં હું તુંને માફ કરૂંછું તારે લીધેજ જો હું આ મોતનો ભોગ થઈ પડી હતે તોપણ તારા ઉમરાવ દીલની હું વખાણો ગાઈ મરતે. પણ આએ મોટા ગજબ તો હું મારે હાથે મારા પોતાની ઉપર ખેંચી લાવીછું. તું ચાહતે તો મને બચાવી શકતે. થઈઉ તે થઈઉ મગર મારા સાથ તારા ધીક્કારને મારી કબરમાં આવવા ના દેતો. અરે કેવી કેવી જાદુઈથી, સીફતોથી, ઠગ વીદીઆથી, ફંદ અને ફરેબથી મારૂં નીરદોશ હઈડું પેહેલાં આ જુલમગારે લલચાવ્યું; જે પવીતર મકાનમા મેં વાસો કીધો હતો તાહાં કેવી કેવી નાપેકાર લાલચો મને ફુસલાવા ખાતર એણે દાખલ કીધી; કેવી કેવી રીતે મારા ચુસ્ત રખેવાળોને એણે ઠગ્યા. કેવી કેવી રીતોથી બાગે બેહેસ્તમાંથી મને શેહેતાનની માફક સરપનાં આકારમાં લલચાવી એ મને દોજખમાં લાયો અરે એ બધું તું જાણેતો

**જાલેમજોર**---પેહેરેગીરો કેમછે મારો હુકમ નથી માનતા કે ? એ-ણીને હીઆંથી એકમ ખેંચી લઇ જાવ.

**મોહોબતેજાન**--સબર ! એ બધુ તો વહી ગયું મગર બાહાદરજંગ તું જો મારી તમામ હકીકત સાંભળે તો તું ખચીત મારા ઉપર દયા લાવે.

**બાહાદરજંગ**---તારી હકીકત જાણવા વગર મારાં ખરાં જીગરથી હું તારા તરફ દયાથી જોઉછું.

**જાલેમજોર**-લુછાઓ એકદમ એને બંદીખાનામાં ઘસડી જાવો રી-બાવી રીબાવી એનો જીવ લેનારા હથીઆરો એને સારૂં તઇઆર કરો.

**મોહોબતેજાન**—ભલા શીપાઇઓ જરા સબુર ! તમારા નામવર શેના-પીપતીની હું છેલલી વખાણો ગાઇ લેવું તેટલાં સબુર. અજાએબીમાં પડેલી આલમને હું જણાવી દેઉ કે જાલેમજોરે કીધેલી આ સજા ઇનસાફનું ઉતમ કામછે તેટલાં જરા સબુર. હા જાલેમજોર ! બુરામાં બુરા અને તીણામાં તીણાં હથીઆરો માણસાઇ બદનને ચીરી નાખવા ઊભાં કીધાં હોય તે તું મારાપર એકદમ લાગુ પાડશે તો તે મોટું ઇનસાફનું કામ કેહેવાશે. અલબત ! અ-લબત! જે નાજુક મારા હાથોએ તું પર હરપળ માયાનો નેસાર કીધોછે જે હાથોએ તુંને જંગના મેદાનમાં બચાવેલોછે તે હાથોના સાંધે સાંધા તોડી નાખવા, અને માંસે માંસ ચોડી નાખવા તારા જંગલી ઝનુનમાં આ ભુખાં વરૂઓને કામે લગાડી દે. આ આંખોની લોહી લુહાન નેસોમાં તપી ગયલી પત્લાહી ધાતુ રેડવા તારા શેહેતાન બરચાઓને ફરમાવ! અરે જે આંખોએ ઓ ખોદા! તારા તરફ સ્વચ્છ પ્યારથી, દીવાના પાથી, અને બેશુમાર માનથી જોયુંછે તે આંખોનાં ડોળા કાહાડી લેવાનો હુકમ આપ. એ ઇનસાફનો મોજીજો બજાવ્યા પછી આવ મારી નજદીક, બાંધ મને મોતની ચક્રી સાથ, અને બેઆબરૂ થયલી આ મારી છાતી જે એક વેળા તારો નરમ તકીઓ હતો તેમાંથી ગરમ તરફડતું લોહી ઊછળતું જોઇ તારી જંગલી આંખોને ધરવ આપ. એ બધું હું હીંમતથી ખ-મશ કારણ તે ઇનસાફનું કામ કેહેવાશે. એ જુલમગાર જારે તું મને મોતનાં પંજામાં સોપી મારા નાજુક બદનને એકદમ ચીરી નાખવાનો હુકમ આપશે તે વખતે એ વીના આશા રાખતો કે મારી મરતી વખ-તની ચીચારીઓનાં સુદર ગાયનથી તારા ઘાતકી કાનોને તું ખુશ કરશે. પણ જાણ એ કમબખત કે મરતી વખતે એક હાએ પણ હું નહીં મારશ; એક દસકલુ પણ નથી ખાનાર. છેલલા મારા દમ સુધી જેમ મારો જીવ તારી બુરી સતાનો ઇનકાર કરેછે તેમ મારી સબુરી તારા જંગલી વેર ઊપર હસશે.

જાલેમજોર—જે કંગાલ ઓરત થોડા વખત આગમજ મારૂં અ-આનક ખુન કરવા તઇઆર થઇ હતી તેનું એ બાહાદરજંગ તું કેમ સાંભળેછે ?

બાહાદરજંગ—હા હું સાંભળુંછું અગરજો એણીના તોહોમત ખોટાં હોય તો તું કમકમી પાછો હટે નહી. આએ તોહમતો જો ખરાંજ હશે તો તારા ઘાતકી કામો જેવી રીતે તારૂ હઇડું દંખશે તેવી રીતે એ નારપર કદી તારા છેલલા જુલમાતની અસર થવાની નથી.

મોહોબતેજાન—દુનીઆને હવે છેલ્લી સલામ! બાહાદરજંગ તુને મારી છેલ્લી સલામ ! છેલ્લી સલામ તુને પણ એ ખુદાના ખરા ગુનેહ-ગાર! હું સારી રીતે જાણુંછું કે પસતાવો, અને નીરાસી તારાં પથર જે. વાં હઇડાં ઉપર અસર કરી શકશેજ નહી. આપણે પાછાં મળશું સાંભળ એ ખુની સાંભળ અને ચોક કે એક વખત ફરીથી આપણે પાછાં મળશુ જારે તારો જમ તારી નજદીક આવી ઉભો રહે તારે તારા કરપીણ જીવ-ની સખત સપાટી ઉપર ખુદાઇ સજાની અગમચેતીનાં જે મજબુત હથો-ડાઓ પડવા માંડે તે સંભાલજે જે મઠમાંથી તું મને ચોરી લાવોછે તા-હાના સાધુ, અને જોગનોનાં સરાપ તારા નજીસ કાન ઉપર આવતા સાંભ-ળજે! તારે મારી ગરીબ માતાની છેલ્લી કમકમાત ભરી ચીચારીઓ, પો-તાની બેટીને ફુસલાવી લઇ જનારની સામે ખુદાની દરગાહે અરજ કરતી તીણી ચીચારીઓ તું સાંભળજે! તારે ખુનમાં લપટાયલા મારા ભાઇનાં, તારે હાથે ઘાતકીપણે જખે થયલા મારા ભાઇનાં, પોતાની નાશ પામેલી બેહનની ભશમ થયલી આબરૂનો પસતાવો કરવા સારૂ ઉઠાવેલાં કમકમાત ભરાં દસકલાં સાંભળજે. હું તો હમણાં એ બધું સાંભળુંછું તેઓની યાદ-દાસ્ત, મને જંગલી અને ઘેલી બનાવી મુકેછે. હા! એવો વખત તારો આવશે તું પાપીનો આવશે તારે તારી હાલતનો ચીતાર તું સારી રીતે જોઇ લેજે.

જાલેમજોર—[ભારી ચીરમાં] પેહેરેગીરો એક પળજો હવે વધુ બો-લશો તો તમારા જાન.

મોહોબતેજાન—હું બોલી રહીછું મારા હઇડાંની છેલ્લી ફરીઆદ થઇ રહીછે. હવે બેદહેસ્ત પણે મકમ ઇરાદથી મોતને આધીન થવા હું આલી મારી જીંદગી ઉતમ રીતે નહી ગુજારી તેનો દોશ આ જુલમ-ગારને માથેછે. મગર એ જીંદગી એક જાતની કીરતી સાથ હાલ પુરી કરૂંછું એ કામ મારૂં પોતાનુછે. [જાયછે.]

જાલેમજોર—હું નહીં ધારતો કે તારા જેવો વખાણાયલો લડવઇઓ આ પેલી ઓરતની આ તરફટ ભરી બાબતો ઉપર એતેકાદ લાવી શકતો હોય એણીના જંગલી ગુસાનું કારણ કમરચેહેર જેવા જવાન ઉપર પુરા હવસને હું લાગુ પાડું છું. મગર એટલું સારૂં છે કે કમરચેહેર મારો બંધવોછે. અને હવે તેનો અંત જલદી આવશે.

બાહાદરજંગ—કમરચેહેર તારો બંધવો નથી.

જાલેમજોર—એટલે?

બાહાદરજંગ—હું એને છોડવવા હઇઆં આયો હતો; પેહેરેગીરને ઠગી મારૂં કામ કાહાડી લેવા હું ફતેહ પામ્યો, અને તેને બદલે હાલ હું તારો બંધવો છેઊ.

જાલેમજોર—કમરચેહેર નાહાઠો! તારે શું જે વેર મારા હઇડાંમાં પ્યારામાં પ્યારૂં છે તે કદી મને મળનાર નથી?

બાહાદરજંગ—એવો આતશી હવસ તારાં હઇડાંમાંથી હાંકી કાહાડ અને પછી જો કે તે તારૂં હઇડું સુલાહ સંપજમાં વાશો કરેછે કે નહીં?

જાલેમજોર—ગમે એવો મારો મુદઇ હોય, અને તે મારી સામે થાય તો હું પોંહોંચી વળું મગર મારા પોતાનાં ખવાસની સાંમે હું લડાઇ કરી શકતો નથી.

બાહાદરજગ—જાલેમજોર તું પેહેલવાનમાં ખપવાનો તારે દાવો કરજ નાં. આપણાં પોતાના ઊપર ફતેહ મેળવતાં આપણાં નસીબનો કંઇ દાવો રેહેતોજ નથી જંગના મેદાનમાં તો તારા કપાલ ઊપર ફતેહનો હાર મુકવા, યા ખેંચી લેવા નસીબનું મુખ્ય કામછે મગર તારી પોતાની સાથની લડાઇમાં જરા તું ઠરાવ ભરેલો થા અને જે ખુબી ભરેલો જોસોછે તે હમેશાં પાવશે.

જાલેમજોર—હીંદી સરદાર હું ગમે એવોછું મગર તારા તરફ નીમક હરામ, અને નીરદય હું કદી થનાર નથી. જા જા, તારા વતનીઓ તરફ પાછો; જા જા તારૂં છુટાપણું હું બખશુછું.

બાહાદરજંગ—આ બાબતમાં આબરૂ અને ફરજને તારા ખરા સાથી કરતા જોઇ હું ખરો ખુશી છું.

જાલેમજોર—બાહાદરજંગ મારાથી તારા તરફ અજાએબીથી જોવા વગર ચાલતું નથી. હું ઇછુછુ કે આપણે બે ખરા દોસ્તો થઇએ.

બાહાદરજંગ—છેલ્લી સલામ! મોહોબતેજાન ઉપર દયા કર ને ઓનો દોસ્ત થા, અને પછી મારો પોતાનો દોસ્ત તું સેહેલથી થશે.

[જાયછે]

જાલેમજોર—આહા લાભ! કાંહાંછ તારો ચોતાર હવાછ ?
લઓ જંજાલમાં કીધી તારી આશનાઇ.
શું મારી વખાણો થશે દુશ્મની હસદ !
મારો પ્યાર થઇ લાગો મુંદઇની મદદ.
રાહમાં મારી કીરતીની કમરચોહેર પથર
જહનુંની વેર મારૂ થયું મુજથી ના ખબર.
વેઠુંછે આ તનમાં બાહાદુર જંગની મોટાઇ
રીજવવા આ જીંદગી કરૂ એ દલેરસે આશનાઇ.



## અંક ચોથો દેખાવ ત્રીજો.

### એક બાગ.

[તોપનખાન બેસી ખુશ મીજાજમાં ગાયન ગાયછે.]

ઠુંમરી—(જીલ્લાની.)

(અપણે શાહાજાદે આલમ કે લીએ મેં જંગલ શારા
બીઆબાન ફીરી—એ રાહા.)

જરા જરા મારી સોડે આવીજા,
ઝટ કરી બેસો, આપ દીલજાની.—જરા જરા૦—ટેક.
સુરત સોનાંની, જેવી મુગલાની,
દાંત વીનાની પાસે આવીજા.—ઝટ કરી૦
ગોરી મદ માતી, ખીલતી રે છાતી,
જોબન ઝુલાતી, પાસે આવીજા.—ઝટ કરી૦
ખનઃનન કરતી, ઝનનન કરતી,
ખરી રૂપવંતી, પાસે આવીજા.—ઝટ કરી૦
માવો ખવારૂં, મીસતાન ખવારૂં,
વલી પશવારૂં, પાસે આવીજા.—ઝટ કરી૦

[ઠોકનખાન દાખલ થાયછે.]

ઠોકનખાન—કેમ એ શેહેતાનનાં ચોચા હવે આએ તુ શું કરેછે? હવે બાપદાદાના લગનનાં ગીત ગાયછે કે ?

તોપનખાન—અરે દોસ્ત તુંને જરા ખુશી કરવા લલકારૂંછું.

ઠોકનખાન—હઇઆં આવતો દોસ્ત જરા જલદી નજદીક આવતો.

[તોપનખાન આગળ આવેછે ઠોકન તેને ધબ્બો મારેછે.]

તોપનખાન—કાંએ એમ કાંએ ?

ઠોકનખાન—આજે તુને મેં એક નવી ચીજ શીખવી. જો સાંભળ જારેપણ તુને હું ધબ્બો મારૂં તારે સમઝી જજે કે હું ખુશહાલીમાં છું.

તોપનખાન—દોસ્ત એ કંઇ સારૂ નહીં. તારે ધબ્બે ધબ્બે માથાનાં બાલ મારા બધા ખરી જાયછે. જો હું બોરકો ઉંદર બની જવશતો પછી મારી સાથ પરણશે કોણ ? [ઠોકનને જોરથી થબરાક મારેછે.]

ઠોકનખાન—[ચીરડાઇ] એટલે ?

તોપનખાન—એટલે, એટલેજ. એટલે કે જયારે તું ખુશીમાં હોય તારે જાણી લેને તુને હમેશાં મુબારકબાદી આપવાની મારી એજ રીતછે. એપણ તું આજે નવું શીખ્યો જો.

ઠોકનખાન—બસ્સા તારી સોબતમાં મનેતો ફાએદોજ થાયછે. તારી એકેક થબરાક રોજ ખાઇ રોજ એકેકો મારો દાંત પાડી નાખવા ગમેછે.

તોપનખાન—બોઓ થઇ જશેતો બોખી ઓરત કાહાંથી મળશે.

ઠોકનખાન—અરે જાની એક બોખી નાર પરતો મારો ડોળોછે. તુને યાદછે કે તારી જવાન માશુકે પોતાની ખુશી અને ખામીમાં શું લખ્યુંછે તે ?

તોપનખાન—શું લખ્યું ? બોલીદે જલદી. મને કુરકુરી થઇ આવીછે. અરે પણ તેનું નામ તુંને કોણે દેવા કહ્યું હતું તેનુ નામ સેસમાં.

ઠોકનખાન—દાંત વીશે તેણે શું લખ્યુછે વારૂં.

તોપનખાન—ઓ તારો બાપ મરે બસ્સા હવે હું સમજયો કે તારો ડોળો કાંહાં ઓભાયોછે. મારો શક હવે મજબુત થતો જાયછે. જો દોસ્ત બધી રીતની મશકરી કરજે મગર મારી માશુકની બાબત અલગ.

ઠોકનખાન—હું મશકરી કાહાં કરૂછું, હુંતો સાચી વાત કરૂંછુ. તે લખેછે કે હું દાંત વગરનીછું તો મને લાગેછે કે તેણીને દાંત વગરનો ધણી જોઇએછે.

તોપનખાન—લાગેછે! અને જોઇએછે ! ઓહો એતો જોરીમાંનાં બચ્ચાંની વાતછે. જા જા ધામત આશામાંને આશામાં હવાપર તીંગાતો રહી જશે અને તેતો મારી મોહોબ્બતદાર થઇ જશે. મારી ખુબસુરતી તેની આખમાં બેસી ગઇછે. મારો મીઠો આવાજ તેણીના કાનમાં થસી ગયોછે અને મારો ગબરૂ ચેહેરો તેણીના મગજમાં પસી ગયોછે. હવે તારા જેવાતો તેણીની જુતી નુછેછે જુતી.

ઠોકનખાન—તારૂં નામજ તારી જબાનને જુઠી પાડેછે, નહીં હું માનુ.

તોપનખાન—તું આંધળાની આગળ આરસી ધરશ તારેજ તું માનશે. જો તેણીનો મુબારક બીજો રૂકો મારીપર આવી લાગોછે.

[કાગજ દેખાયછે]

ઠોકનખાન—જોઉ જોઉ? [કાગજ લઇ] હા દોસ્ત આરસી ખરી એની જલક જોઇ હું આંધળો જોતો થઇ ગયોછું. ચાલ એ વાંચ જોઉ.

તોપનખાન—શું કપાળ વાચું? ખરો આંધળો તો હું છું, બચાંની માફક એ ચાઇં ચાઇં કરી હરખાયા કરછું પણ અંદર શું સનાનનાં સમાચારછે તે સાહેબ જાણે; વાંચની વાંચો મરની.

ઠોકનખાન—અને કંઇ તમો વચે ખાનગી લખેલું હશે તો?

તોપનખાન—ધુળ નાખી તે ખાન અને ઘી તુને ખવાડી દેવશ કે બીજા આગળ તે તારા હાથમાથી યા મોહોડાંમાંથી સરી નહીં જાએ.

ઠોકનખાન—[વાંચેછે] હીમતથી ઉચા ખડકપર ચહડી જા. નીચે તુટી પડવાની ભય ના રાખ. આંખ આકાશ તરફ ધરીએ નહીં તાહાં સુધી ખરો માહાતાબ દેખાય નહીં આઓ આંધળો થવાની ધાસ્તી રાખ્યે તો આફતાબ તરફ જોવાએ નહીં. શેતારાનીજ જો પરખ કરવી હોયતો આંખોને આકાશ સાથ દોસ્તી રાખવી જોઇએ. તારૂ તખ્ત ઉંચા મીનારા ઉપરછે. જરાપણ ફીકર ના રાખ તારી જગા ફુલવારીમાંછે. હીંમત ધર અને તારૂ ઇનાંમ ખેંચી જા.

તોપનખાન—ઓ આએ બધુ શું. ફીલસુફી કે બેવકુફી. તોપો કે તોપોનાં ગોળા.

ઠોકનખાન—એ માશુકી મસાલો. એ મોહોબતની આગ.

તોપનખાન—પણ એ આગમાથી કંઇ થાગ લાગશે?

ઠોકનખાન—તું મુઓ તું ભેજાંનો સુકોછે પણ કીસમતનો લીલો. નીકલ્યો. એ માશુક મુરાદી એવું કેહછે કે મને મેળવવી હોયતો એકદમ આગમાં જીંપલાવી દે. મને મેલવવી હોયતો દરીઆમાં હોમાવી દે મને મેળવવી હોયતો ચહડજા બેટા સુળીપર.

તોપનખાન—જો રાંડ જાતનાં કોતક. પેહેલા મને ઘોરમાં સુવારે તેવાં કામો મારી પાસે કરાવેછે, અને પછી મને મેળવવા માગેછે તો શું મારા મુડદા સાથ પણશે.

ઠોકનખાન—જાણુતો નહીં ઓરત જાત જાદુગરછે, અને મુડદાને જીવ બખશવાની તેનામાં શક્તીછે.

તોપનખાન—પણ તેની જામીનગીરી શું. કેમ જાણ્યું કે તે મને ખરીજ ચાહેછે?

ઠોકનખાન—ઘામત જયારે તે તુંને દોજખમાં જવા કેહે તારે એમ સમજવું કે તું બેહેસ્તમાં જાએતો સારૂં એવી તેણીની મરજીછે. તુંને લાત મારે તારે એમ સમજવાનું કે, મનમાંતો તુંને પગે પડવાની તેણીની મરજીછે. તારીપર થુકેતો એવું સમજવું કે તુંને પોતાના મીઠા બોસાથી ભરી નાખવા તે તળપેછે.

તોપનખાન—ઠીક, ઠીક, ધબો મારી કેહેવાનુ કે મારીતો સલામ કરવાની મરજી હતી.

ઠોકનખાન—ઉથડા ગંજ મેળવવો હોયતો રંજ એંચવીજ જોઇએ. તેણીના પૈસા મેળવવા હોયતો જુતીના મારપણ ખાવાજ જોઇએ. નહીંતો.

તોપનખાન—નહીંતો શું?

ઠોકનખાન—નહીંતો એમજ જાણ કે બંધા ભવ તું રડયો. અગર તેણીનાં પેહેલા રૂકામાંની સરવેથી છેલી સરત તેં સાંભળીછે કે. તે સાંભળતાંજ ફીફડી ફાટી જશે

તોપનખાન—શું થયુ વળી શું થયુ. તુબી જરા જરાવારે મને ચમકાવ નાં. મારાથી નથી ખવાતું કે નથી રખાતું.

ઠાકનખાન—તે લખેછે કે મારા પૈસા કરતાં મારા આશકો વધારેછે.

તોપનખાન—[ઘભરાઇ] ઓ તારૂં—હવે—હવે શું કરવું દોસ્ત.

ઠોકનખાન—તારે કર શીતાબી. સુગો સુગો મારી સલાહ માની ચાલ પછી જો તારો દોહેરો પાર.

તોપનખાન અરે તું વળી કંઇ ઓર ઇનામનો દાવો કરેતો?

ઠોકનખાન—કંઇજ નહીં જરા ધબા મારવા દેજે.

તોપનખાન—મારી બઇરીનાં દેખતાં નહીં મારવા દેઉંજો.

ઠોકનખાન—નહીં, નહીં, ફીકર ના રાખ. બઇરી નજદીક હોય તારે તું આંખ વીચજે ઇઆ તારી આંખે પાટા બાંધી ધબા મારશું.

તોપનખાન—બચાજી તારી કંઇ સમજ પડતી નથી. મને ધબા મારવા મારી આખે પાટા બાંધવા જોઇએ કે મારી બઇરીની. હાએ હાએ કાંહાંનો કાહાં મેં તુંને મારો ઇતબાર સોંપીઓ. નાપાકનો ડોળોજ તેણીમાં ભરાયોછે. જોની કેવા ખુશ મીજાજમાંજ આજે બેઠોછે.

ઠોકનખાન—તારે હાથે કાપેલાં તારે હઇડે વાગેછેતો. ફીકર નાં રાખ હું ખુશી છેઉં તેનુ બીજુંજ કારણછે. મારો શેઠ કમર દુશ્મનના હાથથી છુટોછે.

તોપનખાન—છુટો કે? શુકર! શુકર!

ઠોકનખાન—આજે મારે બેવડી ખુશહાલી આ દારૂના સીસામાં સમાવવીછે. [ગજવામાંથી સીસો કાહાડેછે] એકતો મારા શેઠના છુટકારાની અને બીજીતો તારાં આવતાં લગનની મુબારકબાદીની. ચાલ જાની થોડો થોડો તાંસી ખુશ થઇએ. જરા લેહેરમા આવી લલકારીએ.

તોપનખાન—[કુદી] હવે તારા ધભા ભારી નહીં પડશે હા ! માશુક શરાબ, અને ધભા એ ત્રણ ચીજ મને ખુશીથી છક છક કરી નાખેછે.

{બંને પીએછે. ગાતા ગાતા એક બીજાને ધભા તથા થબરાક લગાવેછે. કમરચેહેરના છુટકારાનું તથા તોપનખાનના આવતાં લગનનુ ગાયન ગાયછે.}

### ગ ર બી.

(મોતી માહાલ કે બીચ રે માહારાંણીકા બંગલા.—એ રાહ.)

જામ ભરો ગુલાબી,
માશુક મોશમનો બાહાર રે—જામ ભરો૦ ટેક.
ગુલાબી ઠંડી, શરાબ ગુલાબી,
ઠંડીની દીલકશ તાર રે—જામ ભરો૦
શરાબનો બાહાર ખીલે રૂખશાર,
થાય વધુ શંગાર રે—જામ ભરો૦
માશુકનો બાહાર, જુવાની દન ચાર
આશકનો બાહાર, અખાર રે—જામ ભરો૦
લંપત બાહાર, મોહોબત અપાર,
નહીં કાહાડે કોઇ શાર રે—જામ ભરો૦
ગાયન બાહાર, નજંમ બાહાર રે,
કરે બંદે ખુદા, ખાક શાર રે.—જામ ભરો૦



## અંક પાચમો—દેખાવ પેહેલો.

### એક ગીચ જંગલ, દુરથી એક જુપડા દેખાયછે ભયંકાર તુફાન તથા વા વીજોરૂ થાયછે. ગગડાટ તથા વીજલીનાં ચમકારા થાએછે

{પાતરાના બીછાણા ઉપર રૂપવંતીએ પોતાનાં બાળકને સુવાડેલુંછે અને તેની આગળ પોતે બેઠીછે.}

રૂપવંતી—ઓ ખુદરત ! મોહોબતનાં જેટલી શકતી તારામાં કાહાં છે? પ્યારનાં જેટલું બળ તું કાંહાં ધરાવેછે ? આ તુટેલું, ભાગેલું, થા-

કેહું બદન દુનીઆનાં દોરથી પોતાનાં આંશુઓ ટેકવી રાખવા નાચાર બન્યુછે. મગર આ જીવ, આ જીગર આ ખમીર પાહાડ જેવુ સખત, દરીઆવ જેવું જોસ ભરેલું અને વીજલી મીસાલ તેજછે [બાળકને જોઇ] એ મારા સ્વચ્છ ગુલાબ! તારાં ફુલ સમાન વજનથી હું ગમે એવી થાકી ગઇ હોઉ મગર આ ખુદરતી બીછાણાં ઊપર તારી મીઠી મીઠી ઉંઘમાં શું હું તુને જરાપણ ખલલ કરૂં? ઓ મારા ખીલતાં મોગરા તું ગુલાબને જન્મ આપનાર માલી, તુને હસતી આપનારો ગુલાબ કરમાયોછે એવી જો કોઇ મને ખાતરી આપે તો હું કેવી શેતાબીથી તારી બાજુએ હમેશગીની નીંદમાં લેતું [તુફાનને] નીકળ નીકળ એ ભયંકાર તુફાન! હું તુને નથી માગતી! એ ઘાતકી આફત! કંગાલ રૂપવંતી ઊપર દયા કરવા ખાતર તારૂં ગજબ ભરેલું જોર નરમ પાડવા હું તુંને વીનંતી કરતીજ નથી! અરે તારા જુલમમાં આ મારો નાનો જીવ કેવી રીતની હસ્તી ભોગવેછે તે જાણવાની હું કોશીસ પણ કરતી નથી નીકળ! નીકળ! હું બધું ખમવા શકતીવાન છું [તુફાન જોસથી ફુંકેછે] હજુર નથી નરમ પડતું! એ હઇડાં વીનાના, એ યાદ વગરના શેહેતાનો તમારો દોર હવે ઓછો કરો! એ મારા હસતાં મોગરાં હજુર તું ભર નીંદમાંજછે કે? ઓ મોત! આ બાળકની કંગાલ માતાને એના જેવી આસાએસ તું ક્યારે બખસશે! એ મારા નાના ફીરેસતા તારી પાસ મોતનાં પંજામાં હું લેતું તો આ નીરદય પવનનાં સપાટાથી વધારે સારી રીતે હું તુને બચાવી શકુ હું તુને. [અંદરથી કમરચેહેર પુકાર મારેછે.]

**કમરચેહેર**—રૂપવંતી!

**રૂપવંતી**—[ચોંકી] શું? કોણ?

**કમરચેહેર**—રૂપવંતી!

**રૂપવંતી**—ઓ ખોદા! ઓ સાહેબ મને ના ઠગ! અરે બોલ બોલ શું એ આવાજ કમરનો નથી?

**કમરચેહર**—રૂપવંતી! ઓ મારી રૂપવંતી!

**રૂપવંતી**—એ કમરછે! બસ એતો મારો કમરજછે!

**કમરચેહેર**—રૂપવંતી! ઓ રૂપવંતી મારા જાન!

**રૂપવંતી**—[આવાજ તરફ દોડી જઇ] કમર જાની હું હઇઆતછું અરે મારા ધણી, ખાવીંદ, સરદાર સરવર હું હઇઆતછું! કમર!

[રૂપવંતી દોડી જાયછે; બે તુરકી સીપાઇઓ દાખલ થાયછે.

**એક સોપાઈ**—આપણે આપણી હદ છોડી ઘણાં દુર આયાછે જો એ સલામતી ભરેલું નથી.

**બીજો સીપાઈ**--મગર મુદ્દઈઓની છાવણીમાં જવાનો આ છુપો રસ્તો તો આપણે શોધી કાહાડયો. જાલેમજોર એ સેવાને માટે આપણને મોટું ઇનામ બખસશે.

**એક સીપાઈ**--ચાલ ચાલ જલદી નીકળી જઈએ. આ રસ્તે આ-એ રસ્તે--અરે સબુર, આએ કોઇ બાળક! અરે ખરેજ બાળક!

**બીજો સીપાઈ**--કેવું નાનું નીરદોશ બાળક? એ બચાંને એની જંગલી માદર પાસથી લઇ સુધારાના ફલ એને ચખાડશું તો તે સખાવતનું કામ કહેવાશે.

**એક સીપાઈ**--હા ખરેખર ચાલ મારૂં એક બાળકછે તેની સાથ એ રમશે અને ઊછરશે ચાલ ચાલ.

[બાળકને ઉચકી લઇ જતા રહેછે]

[રૂપવંતી અને કમર હાથ સાથ હાથ મેલવી દાખલ થાયછે.]

**રૂપવંતી**--મારાં જીગર, પાછાં મળેલાં મારા ગંજ! આએ રસ્તે! આએ રસ્તે! તાહાં તાહાં પેલાં ઝાડ તળે! શું એક માતા કદીપણ પોતાના બાલકની જગા ભુલે કે? એને તું ઉગાયલુંજ જોવા માગેછે કે તેને જગાડી તેની બલું હીરા સમાન ઝળકતી આંખો સાથ હસતો અને તુંને મુબારકબાદી આપતો તારી પાસ લાઉ. હા, હા, હું હઇઆંજ લઇ આવું-છું તું હઇઆં ઊભો રહે એની ગુલાબી ઊંઘ જે આસપાસની તમાંમ હવાને અતર ભરી કરી નાખેછે તેમાથી ખેંચી લાવી તારી આગળ ધરૂછું [જગા તરફ દોડી જાયછે બાળકને ન જોતાં ચીચાડો પાડી પડી જાયછે.]

**કમરચેહેર**--[દોડી જઇ] રૂપવંતી, માગ જીગરનાં હાર!

**રૂપવંતી**--ઓ તે ગીઓ! ગીઓ!

**કમરચેહેર**--દયાલુ મારા સાહેબ!

**રૂપવંતી**--[દીવાની બની] તે ગયું! ગયું! મારૂં બચું! મારૂં બચું!

**કમરચેહેર**--તું તેને કાહાં છોડી આવી હતી?

**રૂપવંતી**--[જમીન ઊપર પટકાઇ] હઇઆં! હઇઆં!

**કમર**--વાહલી રૂપવંતી જરા ધીરી થા. તે ઉંઘમાંથી જાગી ઉઠી ફસરતો ફસરતો આસપાસની કોઇ ઝાડીમાં જઇ લાગો હશે. આપણે હમણાં તેને શોધી કાહાડશું. તારી ખાતરીછે કે આએજ જગાએ તું તેને મુકી આવી હતી.

**રૂપવંતી**--મારે હાથે મેં આ બીછાણું બનાવ્યું અને શું હુંજ તે નહીં જાણું! ઓ મારા--

**કમર**--અંબર ! અબર ! હીઆં એક ઝુંપી જુપડીછે.

**રૂપવંતી**--હા, હા, જે જંગલીએ મારૂં બાળક ચોર્યું તે હીઆંજ રહેછે. [બારણું જોરથી ઠોકી] મારૂં બાળક લાવ ! મારૂં બચ્ચું મને પાછું આપ ! [જુંપડીમાંથી પહેરેજગાર દાખલ થાયછે.]

**પહરેજગાર**--મારા કંગાળ એકાંતવાસમાથી મને કોણ બોલાવેછે ?

**રૂપવંતી**--મારૂં બાળક મને પાછું આપ ! ઓ પાછું આપ !

**કમર**--સાહેબે કદરદાન ! શું મારી આંખો મને ઠગેછે કે ? પહરેજગાર !

**પહરેજગાર**--કમરચેહેર ! માહરા વાહલા જવાન દોસ્ત !

**કમર**--ઓ મારા બુજોર્ગ ઉસતાદ. [વળગી પડેછે.]

**રૂપવંતી**--આ માણસ મારૂં બાળક પાછું નથી આપતો તેની આગમજ તું તેને કોઠી કરેછે !

**કમર**--ઓ દોસ્ત કદરદાન કેવા હમારા દીવાનપણાનાં વખતમાં હું તુને મળુછું !

**રૂપવંતી**--એના દેખાવ ઉપર નેકી અને દયા દીસેછે. નેક બુજોર્ગ એક કંગાળ ઓરત ઉપર, એક દુખી માતા ઉપર દયા કર. જો હું જીવશ તાંહાં સુધી તારી ગુલામ થઇ રહેવશ. મગર દયા ખાતર, ખુદાઇ દયા ખાતર એવું ના બોલી દેતો કે મારૂં બાળક તારી પાસ નથી. ઓ એવું ના કેહેતો કે તેં તેને નથી જોયું. [જંગલમાં દોડી જાયછે]

**પહરેજગાર**--એ કોણછે ? એ એમ શું કરેછે ?

**કમર**--એ મારી ઓરતછે. તુરકીઓનાં ખુનખાર બંદીખાનામાંથી હું હમણાંજ છુટોછું. છુટતાં વાર મેં સાંભળ્યું કે મારા ગમમાં એ ઘેલી બની જંગલવાસી થઇછે. હું એણીને હીઆં શોધવા આયો. દુરથી મારો આવાજ સાંભળી. હમારૂં બાળક આ જગાએ હુગાતું મુકી એ મને મળવા અધીરાઇથી દોડી આવી.

**પહરેજગાર**--શું તે બચ્ચાંને પાછળ એકલું મુકીને એ આવી ? [રૂપવંતી દાખલ થાયછે]

**રૂપવંતી**--હા, હા, હું કંગાળ માદર ! ઘાતકી હું માદર તેને એકલુ પાછલ છોડી ગઇ. હું જમીનનું પેટું ફાડશ, દરીઆમાં ગોટાં મારશ, ધુરવનું બરફ ઉઠલ પાઠલ કરશ, મગર તેને શોધી લાવશ. [દોડી જાયછે]

**કમર**--પહરેજગાર મને માફ કરજે. મને એ ઘેલી બની ગયલી માદરની પાછળ જવું જોઇએ. આજે રાતનાં વળી મને બાધરજંગનાં છુટકારાની પેરવી કરવાનીછે.

પહેરેગીર—ખારા કમર હવે હું તુને છોડી જનાર નથી. તારા પાછલ હું આ થાકેલા બુઢા અને ઢીલા થઇ ગયલા બદનનાં સાંધાઓ છતાં ઉલટથી આઉંછું. તારી ઓરત પાછલ દોડ અને તેણીને તારી છાવણીમાં સલામત લઇ જા. [કમર દોડી જાયછે]

પરદો પડે છે.



## અંક પાંચમો—દેખાવ બીજો.

{ તુરકી છાવણી—દુરથી નદીનો એક પરવાહ દેખાયછે તે ઉપર પસાર થવાનો ઝાડની ડાળીઓનો પુલ નાખેલોછે. છાવણીમાં વજનતરો વાગેછે. }

[અબદલા તથા બીજા સીપાહીઓ બાધરજંગને સાંકળમાં બાંધેલો લઇ દાખલ થાયછે.]

અબદલા—એને જાલેમજોર આગળ ખેંચી જાવો. એ જુઠું બોલતો હોશે.

બાધેરજંગ—[ગોસ્સામાં] જુઠું! કદી બાધરજંગને મોહોડેથી જુઠું સાંભળ્યું હતું ? હા! હું માગુછું કે આ વખતે તારી ચુનંદી ફોજ સાથ તું જંગનાં મેદાનમાં હતે અને મારા હાથમાં તલવાર હતે તો પછી એ જુઠાંનો સવાદ તુંને હું સારી રીતે ચખાડી દેતે.

અબદલા—કદી એવું બને કે હીંદનો દલેર સરદાર મુદઇની ફોજમાં એક છુપા જાસુસ તરીકે ભટકતો માલમ પડે!

બાધેરજંગ—તેનો જવાબ તારા સરદાર પાસથી મેલવ. પુછ જાલમજોરને, [જાલેમજોર દાખલ થાયછે.]

જાલેમજોર—હું શું જોઉંછુ? બાહાધરજંગ!

બાધેરજંગ—હા બાધરજંગ, અને આવી હાલતે જો અને અજબ થા.

જાલેમજોર—વળી તે સાથ સાંકળે બાંધેલો!

બાધેરજંગ—હા બાંધેલો કે પછી તારી નજદીક હું આઉંતો તુંને કશી ભય રહેજ નહીં.

અબદલા—આપણી છાવણીમાંથી દાખલ થતાં પેહેરેગીરોએ એને અચાનક પકડયો.

જાલમજોર—[ગુસામા] એને એકદમ છોડો! બાહાધરજંગ આવું અપમાન તુંને મળ્યું તે સારૂં મારા જીગરથી હું દલગીર છું.

[બાહાધરજંગની બેડી તરત કાહાડી નાખવામાં આવેછે.]

બાહાધરજંગ—એક શુરા પેહેલવાનની જે ખરી ખુબીઓ હોય તે હમણાં તારામાં જાહેર થાયછે.

જાલેમજોર—તારા જેવા દલેરને વગર હથીઆરનો હું જોવા નથી માગતો. [તલવાર આપેછે] આ કબુલ રાખ; જો કે એ તારા મુદઇના હાથથી મળેછે મગર તે કબુલ રાખ. બાહાદુરોને કેવું ઇનામ આપવું તે તુરકો સારી રીતે સમજેછે.

બાહાધરજંગ—અને બીજાઓએ આપેલા અપમાન કેવી રીતે ભુલી જવાં તે હીંદીઓ સારી રીતે સમજેછે.

જાલેમજોર—તારે શું એવું નહીંજ બને કે બાધરજંગ અને જાલેમજોર દુશમની તરક કરી દોસ્તો બને.

બાહાધરજંગ—જે શરતો મેં આગળ કહી તે તું બજાવે તો હું તારો ખરોજ દોસ્ત બનું હવે હીઆંથી મને જવાની રજાછે?

જાલેમજોર—સુખેથી જા.

બાહાધરજંગ—વળી કોઇ મને પકડશે તો?

જાલેમજોર—નહીં કદી નહીં.

[રૂપવંતીનાં બાળકને લઇ સીપાઇઓ તથા ખુનખાર દાખલ થાયછે.]

ખુનખાર—દલેર સરદાર જે છુપો રસ્તો હીંદીઓની છાવણી તરફ જવા શોધી કાહાડવાના આપણે આજ સુધી ફાંફાં મારતા હતા તે આ બે શુરા આપણા સીપાઇઓએ શોધી કાહાડયોછે.

જાલેમજોર [ખુનખારનો હાથ દાબી] ચુપ! ચુપ! પેલું કોણ ઉભુછે તે જોયછે કે? [બાહાધરજંગને દેખાડેછે]

ખુનખાર—બીજું આ હીંદી બાળક એ સીપાઇઓ રસ્તામાંથી ઉચકી લાયાછે.

જાલેમજોર—શું કરૂં શેહેતાન બચ્ચાને—ફેંકી દેવો એને દરીઆમાં.

બાહાધરજંગ—ઓ રહેમવંત કીરતાર! એ તો કમરચેહરનું બાળકછે. મને એ આપી દેવો.

જાલેમજોર—[ચોંકી] શું કમરચેહેરનું એ બાળક! મુબારક મુબારક તારે એને આ મકાન. આહા! કમર હવે મારો પાછો બંધવો થઈ ચુકોછે. ખુશીની ભરતીથી હું કુદુછું.

બાહાધરજંગ—હું નહી ધારતો કે તું એ નીરદોશ બાળકને એની દુખી માતાથી છુટું પાડશે?

જાલેમજોર—શું હું એને છુટું નહીં પાડશ? અરે નાપેકાર કમરની ગરદન તોડવા મારા હાથમાં શું એ ઓછી જામીનગીરીછે? તે એ

બુનીઆદ મારી છાવણી ઉપર જારે પાછી રસ્તાએજ ઉઠાવશે તારે તેનો ખુનખાર દસ્ત અટકાવવા મારા ભાલાની નોક ઉપર એના વારસને ધરી હું તેને મુબારક બાદી આપશ, મારૂ સુકાયલું વેર પાછુ તાજું કરી ધરવ-પામશ.

બાહાધરજંગ—તોબાહ! તોબાહ! તું કોણછે માણસ જાતછે કો-ણછે? આ નીરદોશ ફુલને શું તું ચુથી નાખશે? જો જો તારા ચેહેરા તરફ નજર કરી એ કેવું બેગુનાહ પણામાં હસેછે. અરે રૂપવંતી! દુખી માદર!

જાલેમજોર—શું એ રૂપવંતીને હુબેહુ મળતું આવેછે કે?

બાહાધરજંગ---જાલેમજોર તેં મારા દીલમાં આતશી ચેહ સળ-ગાવીછે. ઇઆદ રાખ કે એ બચ્ચાંનો એક બાલ પણ તારાથી વાંકો થ-યોછે તો—એના ખાલેસ લોહીનું એકપણ ટીપું આ રેતીની જમીનમાં નાબુદ થવા દેવશ નહીં. ઇઆદ રાખજે કે મારા આ હઇડાંના તમામ આવેશો, મારા મનની ઉલટો, મારા લુહની બળવંત રગો, મારા લો-ખંડ સમાન સાંધાઓ એક મસલત થઇ એ બાળકને ઇજા કરનારનું પેટ ચીરું ઉખાડવા તઇઆર થશે. ઇઆદ રાખજે કે તારી આખી છા-વણીમાં રસ્તાએજનો પવન ખેંચી લાવશ, તારા સીપાઓનાં લોહીનો એક બીજો લાલ દરીઓ આ ખુદરતી દરીઆની પાસે ઉછળતો કરશ; તારી ફોજનાં મુડદાઓની લોહનો ભક્ષ કરાવા જંગલના શીંહ, વરૂ, શેર અને અજદાઓને હઇઆં ખેંચી લાવશ!

જાલેમજોર---કંઇ ફીકર નહીં_એ બચા_રસ્તા એજનો જોખમ હું મારે માથે લેઉચ્છું.

બાહાધરજંગ--[ગુઠણ મંડીએ પડી] જો જો હીઆંજો તારા પગ આગળ મને ગુઠણ મંડીએ પડેલો જો! હું તારી જીંદગીના બચાવનારને તારી હજુર કુનસ બજાવી પડેલો જો! જે બાહાધરજંગ આજ સુધી કોઇ પણ માણસની સામુ ગુઠણ મંડીએ પડયો નથી તે બાહાધરજંગ દુખોની ભારી અગન સાથ, આંજુઓના નવધાર વેહેવા સાથ હાથ જોડી માગી લેછે કે આ બાળકને મને પાછું બખશ; એટલી બખસીશ કર અને નમ સુધી હું તારો દોસ્ત થઇ રેહેવશ જનમ સુધી તારી ગુલામગી

જાલેમજોર—-બાહાધરજંગ તું તારે મારગે ચાલ્યો જ ળકતો બસ મારી સાથેજ રેહેશે.

બાહાધરજંગ--[ગુસાથી લાલ બની

નહીં મગર ખુદાની ગેબી બખસીશછે. [ બચ્ચાંને જાુતવી લઇ] જે કોઇ એકપણ પગલું આગળ ભરી મારા અાંગ ઉપર આવવાની હીંમત કરશે તેનાં ટુકડે ટુકડા કરી નાખશ. [બચ્ચાંને લઇ જતો રહેછે]

જાલેમજોર--[ગભરાટમાં] દોડો ભુબઓ, ઘધિડાઓ એકદમ એની પાછળ દોડો! મગર ખબરદાર એના જીવને જરાપણ ઇજા ના પોહોંચાડતા. જાવો પકડો! [અબદલા તથા સીપાહઓ પાછળ દોડી જાયછે] શું સદા નાસીપાસીજ મારૂં ઇનામછે. બુરા નસીબ.ઘડી ભર ત્યારે મને તું ખુશીના કીરણ શા માટે દેખાડેછે! લોભાવીને એકદમ નાશ બનાવેછે? [દુર જોઇ] હા! કેવા આશ્ચર્ય ઝનુનથી બાધરજંગ પોતાનો બચાવ કરેછે. કેવા મુરગની માફક તેઓનાં ટુકડા તે કરેછે. [અબદલા દાખલ થાયછે]

અબદલા—તું નામવરે પેલા દીવાના સરદારની જીંદગી બચાવવાનો હોકમ આપ્યો હતો તે બજાવવા તારા તરણ શુરા સીપાહઓતો તેને હાથે કપાઇ ગીઆ. હવે તે જલદીથી પુલ ઓલંગી જંગલમાંથી પોતાની સરહદમાં જઇ પોહોંચશે.

જાલેમજોર—[ખુનપર ચહડી] તો દોડ દોડ બસ તેને હવે એકદમ કાપી નાંખો! ઠાર મારો! [અબદલા દોડી જાયછે] હા! મારો મારો! ફોડો બંદુકો! ઓ લાગી, સજર ગોળી લાગી! હવડાં તરફડતો બાધરજંગ નીચે પડશે. હવડાં બચ્ચું પાછું હાથ આવશે. હા! તે ફુજેછે તે લથરેછે તેના બદનમાંથી લોહીના રેળા ઉતરેછે. [બાધરજંગ ગોળી લાગવા છતાં બચ્ચાં સમેત પુલ પસાર કરી બીજે પાર જઇ એક હાથે પુલ ઉંચકી દરીઆમાં ફેકી દઇ સુદ્દઓને પાછળ લાગતા અટકાવેછે] શું પુલ પસાર કરી ગીઓ? કેવો જબરો! અરે એક હાથે પુલને ઉરાડી નાખ્યો! માણસ કે શેહતાન! મગર નાહોડો અંતે નાહોડો, અને મારી નવી આશા ભંગ થઇ! નવું વેર દુબી ગયું! નવી ખુશહાલી ઉડી ગઇ! તોબાહ! તોબાહ! મારી નાસીપાસી ઉપર તોબાહ! [પરદો પડેછે]



## અંક પાંચમો—દેખાવ ત્રીજો.

### શાહાલેસશાહની છાવણી.

{ એક તંબુ આગળ વીખરાયલા બાલે હાલ હવાલ પોશાક સાથ રૂપવંતી બેઠીછે. અને પોતાનાં બાળકની ઘેર હાજરીમાં રડતી જાયછે અને ગાતી જાયછે. શાહલેસશાહ અને કમર ચેહેર દાખલ થાયછે. શાહાલેસશાહ રૂપવંતીને જોઇ અખાડા કરી ચાલી જાયછે. }

રૂપવંતી—એ શાહ! એ પદર! મને જોઇ કાંઓ નાહાસેછે? મને એક ટાકક કાંઓ તજેછે? અરે શું કમબખ્ત થઇ તેથી ભયંકાર પણ ... આગળ નહીં, તું હકદાર શાહ આગળ નહીંતો બીજા

કોણ આગળ એક કંગાળ માતા પોતાની ફરીઆદ કરે. અરે બોલ શું મારો કમર તારે ખાતર નહીં લડયો ? બોલ શું એણે તારા મુદઇઓના હાડ નથી ધ્રુજાવ્યાં. અરે મારો છોકરો જ્યારે મને પાછો મળશે ત્યારે તેની ભરજવાનીમાં તે તારે માટે શું નહીં લડશે ? શું તે તારી ફોજનો શીનગાર નહીં થઇ પડશે ?

**કમર**—ઓ મારા પીડાતા સાથી, મારા તુટેલા જીગરના તુટેલા જીગર ! મારી રૂપવંતી ! આવું બોલી તું આપણા નેકબખ્ત શાહને દુખ લગાડેછે. એને તું ઇજા કરેછે અને તુંને કશો ફાએદો નથી થતો.

**રૂપવંતી**—શું એ આપણો શાહ નહીંકે ? તારે આપણું બાળક પાછું આપી દેવાની એટલી નજીવી શકતી શું એનામાં નથી ?

**શાહાલિસશાહ**—અફસોસ કે જ્યારે હું લાયક શખ્શોને ઇનામથી નવાજુછું, જ્યારે મારી દુખી રઇએતનુ દુઃખ ટાળુંછું તારે મને લાગેછે કે શાહની જે ખરી કીરતી કેહેવાયછે તે એ; મગર જ્યારે મારી ભલી રઇએતને પીડાતી હું સાંભળુંછું અને તેઓનો છુટકારો હું કરી શકતો નથી તારે માણસાઇ શકતીની નબળાઇ ઉપર હું વીલાપ કરૂંછું.

[અંદરથી આવાજો સંભળાયછે]

**સીપાઈઓ**—[અંદરથી) બાહાધરજંગ ! બાહાધરજંગ !!

[બાહાધરજંગ લોહી લુહાન થયલો, ખાંધ ઉપર રૂપવંતીનુ બાળક લઇ હાથમાં લોહીથી ખરડાયલી તલવાર પકડી હાંફતો દાખલ થાયછે પાછળ સીપાઇઓનુ ટોળું આવેછે.]

**બાહાધરજંગ**-રૂપવંતી ! લે લે આ તારૂં બાળક સલામત અને આ તારો ખાવીંદ જીવતો.

[બાળકને આપતાંજ જમીન ઉપર બેફામ જેવો પડી જાયછે.]

**રૂપવંતી**—[બાળકને વળગી પડી] આવ નાના ફીરેસ્તા તું પાછો આયો ! તુંને કોણ લાયું ? મારો બાધરજંગ ? એ રૂડા ભાઇઓ જીહાનમાં જોરી વીનાનાં બાધરજંગ તું લોહી લુહાન સાથી થયોછે ? ઓ બોલો દે

**બાહાધરજંગ**—તારાં બાળકની જીંદગી બચાવતાં રૂપવંતી હવે મરવાની અણીપર આયોછું. ક્.. હવે બોલીદે કે જે બુગ વીશે તેં ઉભા કીધા હતા તે તદન ખોટા હતા. બોલ કે હું રહયાછે. બોલ કે તે સાંભળી હું કરારથી મરૂં.

**રૂપવંતી**—ઓ હું મુઇ ! મુઇ ! હું પાપણી

કામો સતાવીઓ, અરે તું ના મર તું ના મર મારો જાન લઈ તું જીવ. દુનીઆમાં તારી ખુટ નહીં પુરાસે. આ જગતમાં પાપ વીનાનો, લુછાઈ વીનાનો, ઠગાઈ વીનાનો, જુઠાઈ વગરનો, તું આદમ નમુનોછે.

બાહાદરજંગ——એક વખત મારા કમરનો જાન બચાવા ખાતર હું જુઠું બોલ્યોછું.

કમર—ઓ દોસ્ત બેહૂલ! ઓ જીવના દીલદાર! સાહેબ તે ગુનાહ મારા સર ઉપર નાખશે. ઓ રફીક! ઓ ફીરેસતાઈ દોસ્ત! તું અંતે મરેછે કે? તું અંતે મને છોડી જાયછે કે? ઓ મારી બધી ખુશહાલી શું કામની-તું વગર આ જીવતર શું કામનુ?

બાહાદરજંગ—હું તારી અને રૂપવંતીને ખાતર—હું તમો બેનાં સુખ ખાતર મરૂછું.

ગીરફતાર——[સીપાઈઓનાં ટોળાંમાંથી નીકળી આવી] નહીં નહીં હું તુંને મરવા નથી દેનાર. હું તુંને હજુર બચાવશ. તારા ભયંકાર ઘા ઉપર મારા જીગરનો મલમ બનાવી તે લગાડશ અને ચંડાળ જમને હાંકી કાહાડશ! [બધા અજબ થઈ જોયા કરેછે.]

બાહાદરજંગ——હા! વળી તું ફીરેસ્તો નજદીકજ.

[બેશામ થઈ જાયછે]

ગીરફતાર——લાવો લાવો જલદી પાણી લાવો!

{ રૂપવંતી દોડી જઈ પાણી લાવેછે. ગીરફતાર ઘા ધોઈ નાખી કંઈ દવા લગાડેછે અને પાતા બાંધેછે. }

ગીરફતાર—શાહેસેસશાહ હું બીગાનો મરદ છું; હું તુરકી છું; મગર તારો દોસ્ત છુ. કમરચેહેર તારા બેમુલ બાહાદરજંગનો હું છુપો ભગત છુ. રૂપવંતી તુંને થોડા વખતમાં માલમ પડશે કે તારી જાતને, જેબ આપનાર હું માનવી છુ, વાસ્તે હું માગી લેઉછું કે મોતને કાંઠે આવેલા આ દરદીને મારે હવાલે કરો. આઓજ છાવણીમાં હું એની જતન કરશ. હવડાં સાંજ પડીછે પણ કાલ સવાર થતાં તમો જોશો કે જેવો [illegible]ંત, જેવો ખુબરૂ, જેવો ગબરૂ, જેવો હસતો બાદરજંગ ગઈ કાલે [illegible]તોજ આવતી કાલે દેખાયછે કે નહીં.

[illegible]લિસશાહ—તારો મુબારક ચેહેરો મારી પીછાણમાં આવેછે. [illegible] તું માલેક લાગેછે. મોટી ખુશીથી એ દરદીને હું તારા હા-

ચેહેરા ઉપર નીરદોશપણું અને સચાઈ રાજ ક-

રેછે. બેલાશક એને તું તારા તાબામાં લે. અને કોઇ પણ રીતે બચાવ અને જનમ સુધી હું તારો ગુલામ છુ.

**રૂપવંતી**—એ હુશને પુર જવાન! બખસ બખસ તું માગ બાહ બાધરજંગને પાછો અને દુનીઆમાં સરવે કરતાં જે મરદને હું વધારે ચાહાવશ તે તુંછે.

**ગીરફતાર**—ઠીકછે તારે આવતી કાલે હું મારા ઇનામને સારૂં બાધરજંગ સાથ હાજર રેહેવશ.

[સીપાઇઓ પાસ બાધરજંગને ઉચકાવી અંદર લઇ જાયછે.]

[એક તુરકી સરદાર દાખલ થાયછે]

**સરદાર**—કમરચેહેર કાંહાંછે?

**કમર**—કેમ શું ફરમાવછે.

**સરદાર**—મારા સેનાધીપતી જાલેમજોરે તારા ઉપર એવો પેગામ મોકલ્યોછે કે તેને તારી ફોજ સાથ, હીંદીઓ સાથ, ઇઆ હીંદના મુલક સાથ હવે કુચ લેવું દેવું નથી. તે ફકત તારાં લોહીનો તરસીઓછે વાસ્તે આવતી કાલે એક જાહેર અખાડો ભરી તે તારી સામે એકલો હમનબરદી કરવા માગેછે. ઇઆતો તે તારો જાન લે, ઇઆ તો પોતાનો આપવા નસીબની ઇઆરી ઉપર તે આધાર રાખેછે; વાસ્તે નામવર સરદાર કેહે, તારો શું જવાબછે.

**કમર**—મોટી ખુશીથી આવતી કાલે હું તેની સામે આવશ. આએ પેગામમાં જાલેમજોરે ખરૂંજ ડાહપણ બતાવ્યુંછે. ગરીબ બીચારા સીપાઇઓનો જાન બચાવવા અને હમારા અરસપરસનાં વેરનો અંત આણવા સારૂં એથી સરસ ઉપાય બીજો કયોછે? જા તારા સરદારને જણાવ કે આવતી કાલે સલાહ સંપ જાલવવા દર બજુનાં સો સો ચુનંદા સીપાઇઓ હાજર રેહેવા જોઇએ. જા આવતી કાલનાં હમો બે દયેનાં જંગની હું હમણાથી જાલેમજોરને મુબારકબાદી આપુછું. [સરદાર જાયછે]

**રૂપવંતી**—કમર તું પેલા શેહેતાન સાથ શું એખલો લડવા માગેછે કે? હું કદી તુંને રજા નથી આપવાની.

**કમર**—રૂપવંતી! નીરદોશપણાનું કુઅત કેટલું બળવંતછે
હજુર પીછાણ્યુ. નહીં. એમજ સમજ કે હજારો માણસોના
અને આ ભારી બળા હવે ટળી.

**સીપાઇઓ**—ફતેહ! ફતેહ! નામવર કમરને
હમનબરદીમાં ફતેહ! [પરદો પડેછે]

# અંક પાંચમો દેખાવ ચોથો.

## એક ખોલ્લું મેદાન.



[બંને લશ્કરનાં થોડા થોડા સીપાઇઓ ચોકી કરતા ઉભાછે. શાહાલેમ શાહને માટે તખ્ત સમારેલું છે, શાહ બેઠોછે. સરદારો આસપાસ ઉભાછે. રૂપવંતી પોતાના બાળકને લઇ અધીરાઇથી ઉભેલી જણાયછે. અખાડામાં તમાંમ હથીઆરબંધ સામા સામું ગુરકતા જાલેમજોર તથા કમર ચેહેર ઉભાછે. બાહાદરજંગ શાહની બાજુએ એક બેઠક ઉપર બેઠોછે. તેની આગળ ગીરફતાર ઉભોછે. તોપનખાન અને ડોકનખાન ગુપચુપ એક બાજુએ ઉભાછે. તોપનખાન ગુસામાંછે. ડોકનખાન ખુશ મીજાજમાંછે.]

**જાલેમજોર**—કમબખ્ત પોરીઆ! ફકત તારાં લોહની મને તરસછે આજે તે તરસ છીપાવાનો વખતછે. આજે મારાં વેર સાથ તુંને દોસ્તી કરાવશ.

**કમરચેહેર**—જુલમગાર માણસ! હીંદનાં મુલકની તું બુરી બળાછે, તે બળાને ટાળવાનું ઉતમ કામ સાહેબે મારા હાથમાં આજે સોંપ્યું છે. આજે તારી પાપી હસતીને દુનીઆંમાંથી નાબુદ કરશ. આજે તારા જમ સાથ હું તુને આશનાઈ કરાવશ.

**જાલેમજોર**—ચાલ નાદાન બચ્ચા, ચાપલોસી કરવાનો હાલ વખત નથી. જંગને સાર એકદમ તઇઆર થા. [રણશીંગડું ફુકેછે. બંને જણ હથીઆરોથી લડેછે. હથીઆરો ભાગી જાયછે. તારબાદ એક બીજા સાથ વળગી પડી કુસ્તીની લડાઇ રમેછે. ઘણીવાર અરસ પરસ હટા હટી કરવા પછી કમરચેહેરનો પગ એકાએક સરી જાયછે. તે જમીન ઉપર પડેછે તેવોજ તેના સીના ઉપર જાલેમજોર ચહડી બેસેછે અને ખંજર કાહાડી જેવો ભોકવા જાયછે તેવીજ રૂપવંતી ચોચારીઓ પાડેછે. અને મોહોબતેજાન જે વખતે જાલેમજોર તેણીને પેહલી મઠમાંથી લલચાવી કાહાડી લાવ્યો તે વખતનાં પોતાના જોગનનાં તમામ સફેદ પોશાકમાં સીતાની ભીડમાંથી બાહાર જડપથી નીકળી જાલેમજોરની સાંમે ફક ઉભી રહેછે. તેણીને જોતાંજ જાલેમજોર

**મોહોબતેજાન**—એ ખુની! જો અને ધ્રુજ!

[કમરચેહેર તરત જાલેમજોરને જમીન ઉપર પટકી તેનાં સીના ઉપર ચહડી બેસેછે તેવીજ રૂપવંતી ખુશહાલીનાં પુકારો મારેછે અને જેવો કમર પોતાનું ખંજર જાલેમજોરને ભોકવા જાયછે તેવોજ ગીરફતાર દોડી આવી]

ગીરફતાર—સબર! સબર! તારી જીંદગીનાં જોખમે કહુંછું કે સબર! [કમર હાથ ખેંચી લેછે]

**મોહોબતેજાન**—અરે શું જોયછે! ચીરી નાખ શીતાબ એ પાપીનો સીનો! નાબુદ કર એ જુલમગારને આ જીહાનમાંથી!

ગીરફતાર—કમર તે નહીં બનશે. પેહેલાં મારો જાન લે અને પછી એને માર.

**મોહોબતેજાન**—કમર તું ગુમરાહ કેમ થઇ ગીઓ? અરે જરા પખત લાગશેતો તારૂં સત્યાનાશ વળશે! પંજામાં આવેલો વાઘ હરગીજ ના છોડ! આ ગીરફતારતો એનો ખાંધીઓછે. એમાં કંઇ છુપો દગો હશે. ગાલ જલદી કર!

ગીરફતાર—મોહોબતેજાન! એ ઘાતકી મોહોબતેજાન! શું હું દગો રમું? હું દગાને લાયક છું? એ દીવાની બનેલી નાર જરા મારૂં સાંભળ. આજ સવારનાં તારો જીવ મેં બચાવ્યોછે તેની તો જરા મરજાદ રાખ. આજ સવારે તુંને ફાંસી દેવાનો જાલેમજોરનો હુકમ હતો મગર મારા જીવનો જોખંમ વેઠી કેવી રીતે મેં તુંને બચાવીછે તેનોતો જરા વીચાર કર. અટકાવ અટકાવ જાલેમજોરનો જીવ લેતાં કમરને અટકાવ.

**મોહોબતેજાન**—મારી સલાંમતીને સારૂં તારી હું જનમની આભારી છું મગર આએ તારી અરજ અકલથીજ દુરછે. જે મુજી માણસોની આફતછે! જે હોંદની બળાછે! તેનેતો ટાળવીજ જોઇએ. કમર ગાફેલ બની જોયા શું કરેછે તુંને બેરીમાં સીકરેલોજ મારી નાખવાનો હુકમ આપનાર આએ જાલેમ; તારી રૂપવંતીને જનમની કંગાળ બના તઇઆર થયલો આ શખ્સ; તારા નીરદોશ બાળકનાં કટકા કરી તેની ભેટ મોકલવા તલપેલો આ જાલેમ, હવે શું જોયા કરે

{ કમર ગુસામાં આવી ખંજર મારવા હાથ ઉંચકે
{ ગીરફતાર ચીચારી પાડી કમરનો હાથ પ લે

ગીરફતાર—ઓ મારા ભાઇ! અરે જાલ
તારે કેમ જવા દેઉં એક બાઇનો જાન!

જો જો હું કંઇ મરદ નથી. [મરદનો પોશાક તરત કાહાડી નાખેછે અને ખુબસુરત ઓરતનાં દેખાવ સાથ ઉભી રહેછે] હું માહાતાબજાન, હું તારા જાલમજોરની બેહન, હું લડાઇની શોકીન, હું દલેરોની પનાહ, [બાધર-જંગ આગળ દોડી જઇ] બાધરજંગ આ વખતે હું પેલો બદલો માગુછું. જે બદલાની તેં મને કબુલાત આપી હતી તે આ બદલોછે. વીચાર કર કે કેવી કેવી રીતે તારો લખો ટકાના મુલનો જાન મેં બચાવ્યોછે. વીચાર કર કે કેવી રીતે તારી સારી પ્રજાને અચાનક તારા મુદઇઓથી કાપાઇ જતી અટકાવીછે. વીચાર કર કે કેવી રીતે તારા શાહાનો છુટકારો મેં કીધોછે. કમરચેહેરે ! રૂપવંતી ! લેવો લેવો આ તમારો બાધરજંગ. તમારા સુખનો આધાર, તમારા જાનનો રોશનાઇ. એને તનદરોસ્ત અને ખુશ આજે તમોને પાછો બખસુછું. અને તેના બદલામાં ફકત આ મારા કમબખ્ત ભાઇની જીંદગી માગુછું. [બધા અજાએબીથી જોયા કરેછે]

મોહોબતેજાન--તું પેલી માહાતાબજાન ! ઓરતનો પોશાક છુપાવી મરદના લેબાસમાં ! આવી બાહાદુર ! આવી સુબી ! આવી ખુબી વાળા ! કમર જાલેમજોરને હો ચાહે તે કર હું વચ્ચે નથી આવતી. ઓરતજાત તમામ આ નાર એક ખરો નમુનો કેહેવાશે.

રૂપવંતી--કમર મારા જાન એક બેહનનો પોતાના ગમે એવા ભાઇ તરફ પ્યાર કેવો હોય તે હું સારી રીતે સમજુછું વાસ્તે આ કામથી હાથ ઉઠાવ. આ માહાતાબજાનની તમામ ખુબીઓએ મને પોતાને મારી નજરમા હલકી પાડી નાખીછે. ખરેજ નકલ કરવા લાયક આ ઓરતછે.

બાહાદુરજંગ—[ ઉઠી આગળ આવી ] આહા ! માહાતાબજાન, મારી પનાહના શીરેસ્તા આખર મારો હક આજે તેં ખરો પાડયો અરે તારે સારૂ તો દુનીઆ ઉથલ પાથલ કરતો થોડોછે. કમર હીઆં જો. તારો દોસ્ત તારા જીવનો બચાવનાર, તારા બાળકને નવે જનમે પાછું બખશનાર, તારી રૂપવંતીને જનમની કંગાળ બનતી અટકાવનાર-
બાધરજંગ એકજ બખસીસ માગે છે અને તે એ કે આ જા-
તારા અસતકમાં આપી દે, એનો ચાહે તેવો ઉપયોગ મારે
મેં એને તપારયોછે. એ દલેરછે, એનો ખુદરતી ખવાસ
અને સગત, વેર અને ઝનુનથી એ તદન જુદો-
એના ખરાબ ગુણો નાબુદ કરવા હું શકતીવાન
મામ મારૂંછે; હવે પછીની એની જી-

ફગી ખુદાઇ રાહપર ચલાવવાની કળા મારા હાથમાંછે વાસ્તે બખશી દે એને મારા હાથમાં.

કમરચેહેર—લે લે તારી અરજ તો રહી મગર તારા કોઇ પણ હોકમને તાબે થવા હું રાજીછુ.

{ જાલેમજોરના હથીઆર ઉતરાવી નાખી બહાદરજંગ તેને પોતાના સીપાઇઓના હાથમાં આપેછે. જાલેમજોર હજુર અરધો બેફામ જેવોજ દીસેછે. }

બાહાદરજંગ—જાલેમજોરને મારા મેહેલમાં લઇ જાવો, એને નજર કેદ રાખો, એને લાયકનું માન એને આપો ચાલો હું તમારી પાછળ આવી લાગુછું.

**માહુતાબજાન**—બાદરજંગ ! મારાં સુખનાં થાંભ બાહાદરજંગ ! [વળગી પડેછે] હવે હું શું આરજુ [illegible] તે તું સમજી જા.

બાહાદરજંગ—[માહાતાબજાનના હાથ પકડી શાહ આગળ લઇ જઇ] એ શાહ બુલંદબખ્ત, આ ઉતમ ખાનાસની નારે આપણા મુલકની કેવી કેવી સેવાઓ બજાવીછે; તે તુંને રોશનછે; એ નાર મારો છુપો ફીરેસતોજ થઇ લાગો હતો તેની પણ તુને ખબરછે; વાસ્તે આ વખત એટલી મેહેર કર કે એનો દસ્ત મારા દસ્ત સાથ જોડવાની પરવાનગી બખશ.

**સાહાલેરાસાહ**—પરવાનગી ! અરે હું તુને અરજ કરૂંછું, માગી લેઉછું, વીનંતી કરૂછું કે એ નારને સદા તારી ઉદાર છાતીમાં સમાવી રાખ, એ અતી બેમુલ ગોહેર તું એકદમ ખરીદ કર. તારી શાદીનો દહાડો આવતી કાલે હું ઠેડવુંછું.

**રૂપવંતી**—મારા સરફરાજ પદર હું પણ આવતી કાલે ફરીથી મારા કમર સાથ જોડાવશ કારણ તરણ તરણ મરતબે એ મારો પ્રાણ મોતનાં પંજામાંથી પાછો આપેછે.

**કમરચેહેર**—મોહોબતેજાન ! મારા જીવલા બચાવનાર ! જો હવે સદા મારા મેહેલમાં તું વાસો કરેતો મારી બેહનનો ઊતમ દરજજો તુંને બખસી તારી બનતી સેવા બજાઉ.

**મોહોબતેજાન**—કમર નાહીં, તે નાહીં બનશે, હવે પછીની મારી જીંદગી કેમ ગુજારવી તે વીશે મેં નકકી કરી રાખ્યુંછે. જે ભયંકાર ભુલો મેકીધીછે, જે અજ્ઞાનપણામાં મેં ગોતાં ખાધાંછે, જે બુરા હવસોનો હું ભોગ થઇ પડી હતી તેને ખાતર પુરતો પસતાવો કરવા સારૂં કોઇ મઠમાં જઇ હવે મારો વખત ગુજારશ. જ્યારે મારા પાપો ધોવાઇ રહેશે, જ્યારે મારો ભારી પસતાવો પુરો થઇ રહેશે તારે મારો ભુલાવો ખાધેલો મગર

નીરદોશ જીવ તે ઇશવરની દરગાહે બંદગીનાં પુકાર ઉઠાવવાની હીંમત કરશે; અને તે શું માગી લેશે વારૂં ? શાહાલેમશાહની જાહોજલાલી; કમરચેહેર અને રૂપવંતીનું સુખ; બાચરજંગ અને માહાતાબે જાનનો કરાર; હીંદનાં મુલકની આબાદી; અને પેલા પાપી પણ મારા હઇડામાં ખરા પ્યારથી થએલા જાલમજોરની ઉપર દયા અને માંફી એજ રાત દહાડાની મારી બંદગી થઇ લાગશે. માહાતાબજાન ! તેં મારી જીંદગી બચાવીછે અને તે શા ખાતર ? જાણ કે તે તારે માટે જનમ સુધી સાહેબના કીમતી આસીરવાદો માગી લેવા. જા બેનમુન નાર દયાલુ થજે, સુખી થજે, બુરાઇને તીઆગ કરજે. તું એક ઉતમ ફીરેસતો હમારી જાતમાં પેદા થયોછે મગર સાહેબની મેહેરમાં વધુ જઇ બેસવા એથી પણ સારી જીંદગી ગુજારજે. તમો તુરકો પાછા ફરો, પાછા ફરો તમારા સ્વદેશ તરફ તમારા ઊપર હીંદીઓએ આજે દયા બતાવીછે તેનો સારો ખરચ કરો. તમારા રાજ કરતાઓને જઇને જાણ કરો કે ખરી કીરતીનો ખરી સતાનો અને ખરી જાહોજલાલીનો મારગ જે જાલમજોરે એખતયાર કીધો હતો તે નથી. તેઓને બા પુકાર સાથ જાહેર કરો કે લોભ; લાલચ, અને લુટ ફાટથી કોઇપણ પ્રજા સુખી થઇ નથી! કોઇપણ પ્રજાએ મોટાઇ ભોગવી નથી.

**તોપનખાન**—[એકાએક બુમ પાડી] પણ નઓત ગીઆ તેં શું મારૂ સત્યાનાશ નથી વાળ્યું? મને રઝળર ને રઝપર રાખી મને ખરો બુબખ શુ તેં અંતે નથી બનાવ્યો ? તારૂ માથુંજ ભાંજી નાખુંછું. બચ્ચા જોઉછું તો ખરો તું એ બહારી કેમ સાંખી શકેછે ? [દાંત કચકચાવેછે]

**કમરચેહેર**—શુંછે તોપનખાન શુંછે? મારા ઠોકનખાનને શાનો દમ ભરાવેછે.

**તોપનખાન**—નામવર કમર બધાને આજે ઇનસાફ મળ્યો તારે મને કાંએ નહીં મળે વારૂં ? જો સાંભળો એક જવાન પૈસાદાર નખરાંબાજ નાર મારાપર જાનો તનથી ફીદા હતી; મારાપર ઘડી ઘડી મોહીત પડતી હતી, મારી સાથ નેકા કરવાનું બધું નકકી થઇ ચુકુ હતું. પણ અરે આ નાપાકજાદા ઠોકનખાને મને ગળે લગાડી ગરદન મારીઓ. નઓત વળ્યાની હું સલાહ લેવા ગીઓ તેમાં મારૂંજ ઉંધું વાળ્યું. જુઓ જુઓ સાહેબ એ એબલીસનો જનેલો મને ખરતો કરી તેણાની સાથ પોતે પરણી ગીઓ. જુઓની મચન કેવો થાયછે એના ડોળાજ ફોડી નાખું જાણે—

[બધા બેચરક હસેછે]

**કમરચેહેર**—ઘેલારે પ્યારની બાબતમાં બીજાની સલાહ શાની લેવા ગીઓ. ડોકન એ તેં શું પંચાતી કરી નાખી.

**ડોકનખાન**—સાહેબ મારો કંઈ વાંક નથી મારો તકસીર થયો હો-યતો તેના બાસરાં આ ધામતનેજ ઘટેછે. તે નારને એના કરતાં હું વધારે પસંદ આયો તેથી તે મારી સાથ પરણી ગઈ.

**તોપનખાન**—તારૂં કપાળ પસંદ આયો હરામજાદા! તું જોતો ખરો બચ્ચા મારૂં લોહી છાંતશ. મારો જીવ પટકશ તુંને કેમ મજાહ મારવા દેવશ. લુચ્ચા, મુજી બચ્ચા, હરામખોર, નીમક હરામ, બેખુનીઆદ, બેવફા, બેમુરવત, દોસ્તીનો હક રાખી મારૂં ગળું કાપ્યું? [બોરડાઈ જતો રહેછે બધા હસેછે]

**શાહાલેસશાહ**—આલી મારા શુરા સરદારો અને મારી ભલી રઈએત કોઈપણ જાતની ખુશહાલીમાં તમો સામેલ થાવો તેની આગમજ તે સા-હેબની બંદગી ગુજારો કે અંતે હીંદનાં મુલકને તેણે ભારી આફતમાંથી છોડવ્યો. અંતે સુખ, કરાર, આબાદી અને જાહોજલાલીનાં પગલાં તેણે દાખલ કીધાં.

**મોહોબતેજાન**—તે સાહેબની દરગાહે બંદગીનો આવાજ પોંહોંચા-ડવો એ હમો કોમળ નારોનું કામછે. રૂપવંતી આવ મારા જમના હાથ સાથ તું હાથ મેળવ. માહાતાબજાન! તું મારી ડાબી બોરદુએ આવ આવો આપણે ત્રણે સાથે ખુદાઈ ભજનથી તેનો આભાર માનીએ.

[ત્રણે સાથે મળો ગાયન કરેછે]

## ગઝલ—સીંધ ભેરવી.

(તેરી શાંની અગર કોઇ, ખબર હોવેતો મય જાનું—એ રાહ)

ખુદા સીવાએ નહીં કોઇ. સુનોરે સજનીઆં મોરી,
જુઠી જગછે બેહતબાઝી, ખોટી માયા મોહોબત જોરી.—ખુદા૦
જોયુંછે મેં ફરતું ચરક, સંનસારની બદી નેકી,
કીધી આશનાઇ, કીધી મોહોબત, ન જાંણી જગ દગાખોરી.—ખુદા૦
જાલમજોરપર થઇ ફીદા, જીવ જીંદગી કીધી બરબાદ,
નહીં ફેજને કસા પોંહોચી, નેકીને પાંણીમાં બોરી—ખુદા૦
કોઇ નહીંરે ખુદા તું એક, કુળ મખલુકનો છે ખાવંદ,
બંદેખુદા કહે જલદી વેક, જીંદગીની આશા થોડી.—ખુદા૦

**સાહાલેસશાહ**—શુરા સીપાઇઓ તુરકી અને હીંદનાં જંગનો લાં-બા વખતનો ચીતાર તમારી ફતેહના ખુશ આવાજોમાં આજે ખતમ થશે.

[સીપાઇઓ ફતેહનું ગાયન ગાયછે અને પરદો પડેછે]

## હોરી—જોગીઆ.

(બાંકે મીરજાને ધુમ મચાઇ—રાહ.)

અશંત રહીછે ખુબ ગવાઇ
પેઆર એખલાસે એલો રે હોલી—ટેક.

એલ એ નાદર, પાર ઉતરેઓ,
હીંદ તુરકની લડાઇ;
કપટ કટાર, તુરકોએ મારી,
બરછી હીંદની સુવાઇ.—પેઆર.

જાલેમે સમશીર, ફેંકી સીતમની,
કમરે ફેંકી દલીરાઇ;
જાલેમ જીગરપર, ખંજીર કારી,
મહુતાબજાન ગભરાઇ—પેઆર.

જાલેમજોરની બેહેન ફ ઢુરી,
લીબાસમાં હતી મરદાઇ;
ઢુરી ચાહાતીતી, બાહાદેરને જીગરથી,
બચાવેઓ જાલેમજોર ભાઇ—પેઆર.

બાહાદેરને માહાતાબની શેઆદી ખુશાલી,
કમરચેહેરની વધાઇ;
ફઆર બાહાદેરનો ખરાં રે જીગરનો,
હીંમત બાધુર સીપાઇ.—પેઆર.

પેઆરી રૂપવંતી ફેંકે નેણ બાને,
સુદઇ જાએ મરાઇ;
ખંદેખુદા, ઓરાસટરીયન વખાને,
ભલી શેવંથી ગરીબાઈ.—પેઆર.



# નાટક ગાયન સંગ્રહ.

ઉપલાં પુસ્તકમાં મુંબઇમાંની લગભગ બેએ ડજન નાટક મંડલીઓ જેવીકે વીક્ટોરીઆ, જોરાસટરીઅન, આલફરેડ, પારસી આપેરા, જુની પારસી નાટક, જેંટલમેન આમેચ્યુરસ, વીગરે–ટોલીઓમાં ગવાયલાં ગાયનો, જેકે આપણી ટાપુના પરખ્યાત કવી અને સાહેબો જેવાકે મનસુખ, બંદેખોદા, રૂસ્તમ ઇગ્ગની, જાબુલી રૂસ્તમ, મી૰ ન૰ દો૰ આપઅએરવતીઆર, કવી દલપતરામ ડાહ્યાભાઇ, તથા કવી નરમદાસંકર લાલસંકર, વીગેરેની કલમથી જોડાયલાંછે તેવાં સંધાં મનોરંજક, દીલપસંદ, અને ગાવા લાયક ગાયનોનો મોટો સંગરહ સમાવેલોછે. એમાં અસલથી ગવાતાં આગલાં પાછલાં મલી સાતશો ગાયણોછે અને એવો સંધો સંગરહ આજસુધી મુદલ સાગટો છપાયલો નથી.

**કીંમત**—સુનેરી ગીલીટના **રૂ૨॥**-શાદી બાંધનીનો **રૂ૧॥**-પોશટેજ **રૂ૦।**

**ઠેકાંણાં**—કોટમાં જામે જમશેદ છાપાખાનું, ધોબીતલાવપર મુંબઇ વરતમાન છાપાખાનું અને અતરેના દરેક બુક શેલરોને તાંહાંથી તથા **સુરતમાં**—નાનપરા રીડીંગ રૂમમાંથી તથા મનચેરજી જમશેદજી પોસ્ટવાલા પાશેથી, તથા ગુજરાત મીતર હાફીસમાંથી મલશે.

